# બાળકોની વાતો

## ભાગ—બીજો

(બોધપ્રદ ૬૧ બાલવાર્તાઓ)

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક અને પ્રકાશક–ભિક્ષુ અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૨૬૪, પ્રત ૮૦૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય ૭ આના, માર્ગવ્યય અલગ

# બાળકોની વાતો

## ભાગ—બીજો

(બોધપ્રદ ૬૧ બાલવાર્તાઓ)

સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી
સંપાદક ને પ્રકાશક—ભિક્ષુ અખંડાનંદ
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ ૧ લી, પૃષ્ઠ ૨૬૪, પ્રત ૮૦૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય છ આના, માર્ગવ્યય અલગ



# प्रकाशकनुं निवेदन

આ "બાળકોની વાતો-ભાગ બીજો" ની ૮૦૦૦ પ્રત પ્રસિદ્ધ થઇ છે.

અત્ર તરફથી પ્રસિદ્ધ થયેલા આ પુસ્તકના પહેલા ભાગમાં જુદી જુદી ૨૧ વાર્તાઓ આપવામાં આવેલી છે; જ્યારે આમાં ૫૮ વાર્તાઓ અને ૩ કાવ્યો અપાયાં છે.

બાળકો કે જે ભવિષ્યના નાગરિકો છે, તેમનાં કૂમળાં મગજો ઉપર ઉત્તમ સંસ્કાર પડે એવા સાહિત્યની આપણે ત્યાં ઘણી ખોટ છે. સદ્ભાગ્યે હમણાં આપણા લેખકવર્ગનું એ તરફ ધ્યાન ખેંચાયું છે અને એ દિશામાં સફળ પ્રયત્નો પણ થવા લાગ્યા છે. ઘણાંખરાં માસિ-કો તેમજ વર્તમાનપત્રોના સંચાલકો હવે બાળસાહિત્યનો ખાસ વિભાગ પણ રાખે છે. એવાં સામયિકોમાં આવતા કોઈ કોઈ રત્ન જેવા બાલોપયોગી લેખો અંતે નાશ પામે છે. આથી અત્ર તરફથી પ્રગટ થતા "શુભસંગ્રહ"ની જેમ બાળોપયોગી લેખોનો સંગ્રહ પુસ્તક-રૂપે પ્રસિદ્ધ કરવામાં આવે તો વધુ ઉપકારક થઇ પડે એમ જણાવાથી જુદાં જુદાં માસિકો તેમજ વર્તમાનપત્રોમાંથી પસંદગી કરીને એકત્ર કરેલો સંગ્રહ આ પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

બાળકોમાં ધર્મ, સ્વદેશપ્રેમ, નીતિ અને સાહસિકતા વધે એવા લેખો આ સંગ્રહમાં આવે એ માટે બનતી કાળજી રખાઈ છે. તેમ-

જ વાંચવામાં સરળ થઇ પડે તે માટે પુસ્તક મોટા અક્ષરે છપાયું છે.

આમાં અપાયલા પ્રત્યેક લેખ સાથે તેના લેખકનું નામ તથા જેમાંથી તે લેખ લેવાયો હોય, તે વર્તમાનપત્રનું નામ પણ બનતા સુધી અપાયું છે. તે તે સર્વ લેખક તથા સંપાદક અને પ્રકાશક સજ્જનોનો અત્રે આભાર માનવામાં આવે છે. આમાં અપાયલા લેખોમાં જે કાંઇ ઉપકારકતા હોય, તેના યશના અધિકારી તો તે તે લેખકો, સંપાદકો અને પ્રકાશકોજ છે.

હાલ યુરોપીય વિગ્રહને લીધે કાગળો, શાહી તેમજ બંધામણીના સામાનના ભાવ વધી ગયા છે. આમ છતાં પુસ્તકનો છૂટથી પ્રચાર થઇ શકે તે સારુ મોંઘવારીનો બોજો ઉમેર્યાના ધોરણે મૂલ્ય માત્ર છ આનાજ રાખવામાં આવ્યું છે.

શુદ્ધિપત્ર પાન ૮મા ઉપર છપાયું છે, તે મુજબ પુસ્તક સુધારીને વાંચવું ઘટે.

આમાં અપાયલી વાર્તાઓ માબાપો તેમજ શિક્ષકો યાદ કરીને બાળકો આગળ કહી સંભળાવશે તો, તેમજ લખી વાંચી-જાણતાં બાળકોના હાથમાં આવાં પુસ્તકો મૂકવામાં આવશે તો તેમને આનંદ તથા ઉમદા શિક્ષણ આપનાર થઇ રહે તેમ છે.

માગશર સુદિ ૫,<br>સંવત ૧૯૯૭

અવગુણુસાગર<br>—ભિક્ષુ અખંડાનંદ

# अनुक्रमणिका


| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | ગુજરાત ... ... ... ... ... | ૧ |
| ૨ | બાલસુબોધ ... ... ... ... | ૪ |
| ૩ | થોડીક સૂચનાઓ ... ... ... ... | ૮ |
| ૪ | પ્રજાનો પિતા ... ... ... ... | ૧૦ |
| ૫ | રામરાજ્ય કેવું હતું? ... ... ... | ૧૪ |
| ૬ | યુધિષ્ઠિરની ક્ષમા ... ... ... ... | ૧૮ |
| ૭ | કાબુલના કારાગૃહમાં પૃથ્વીરાજ ... ... | ૩૩ |
| ૮ | અજબ ચોર ... ... ... ... | ૪૦ |
| ૯ | વીર રાણી... ... ... ... ... | ૪૧ |
| ૧૦ | કવિની કદર ... ... ... ... | ૫૦ |
| ૧૧ | હાજર જવાબ ... ... ... ... | ૫૧ |
| ૧૨ | બહાદુર છોકરો ... ... ... ... | ૫૩ |
| ૧૩ | ઘોડો કેશવ કર્વે ... ... ... ... | ૫૫ |
| ૧૪ | વીર બાળક ... ... ... ... | ૬૦ |
| ૧૫ | એને તમે ઓળખો છો? ... ... ... | ૬૩ |
| ૧૬ | સરદાર વલ્લભભાઇ પટેલ ... ... ... | ૬૬ |
| ૧૭ | એ કોણ હતું? ... ... ... ... | ૭૧ |
| ૧૮ | ભલે જાન જાય ... ... ... ... | ૭૩ |
| ૧૯ | પ્રમાણિક દરજી ... ... ... ... | ૭૬ |
| ૨૦ | અમરસિંગ ... ... ... ... | ૭૭ |
| ૨૧ | દેહનું બલિદાન આપનાર મનુષ્ય ... ... | ૮૦ |
| ૨૨ | મગરૂર મંદાકિની ... ... ... ... | ૮૩ |

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૨૩ | વીરાનો પીપળો ... ... ... ... | ૯૫ |
| ૨૪ | જાપાનનાં બાળકો ... ... ... ... | ૯૮ |
| ૨૫ | મિજલસ ... ... ... ... ... | ૧૦૧ |
| ૨૬ | ઉદ્યમ કે ઈશ્વરેચ્છા?... ... ... ... | ૧૦૩ |
| ૨૭ | કિશોરીનો ઝબ્બો ... ... ... ... | ૧૧૧ |
| ૨૮ | બાપનો બોલ ... ... ... ... | ૧૧૫ |
| ૨૯ | કરીમ ઘાંચી ... ... ... ... | ૧૨૧ |
| ૩૦ | પરાક્રમી દીનુ ... ... ... ... | ૧૨૩ |
| ૩૧ | વાજબી ચુકાદો ... ... ... ... | ૧૨૮ |
| ૩૨ | અંતરના આશીર્વાદ... ... ... ... | ૧૩૦ |
| ૩૩ | કોણ ચડે? ... ... ... ... | ૧૩૫ |
| ૩૪ | હિમપરી ... ... ... ... ... | ૧૩૯ |
| ૩૫ | કુદરતની કરામત ... ... ... ... | ૧૪૪ |
| ૩૬ | મુસાભાઈનાં વા ને પાણી ... ... ... | ૧૫૦ |
| ૩૭ | બે બાલ અતિરથી ... ... ... ... | ૧૫૫ |
| ૩૮ | વીર ભામાશા ... ... ... ... | ૧૬૬ |
| ૩૯ | સિંહનો સામનો ... ... ... ... | ૧૭૯ |
| ૪૦ | ચિત્તાનો સામનો ... ... ... ... | ૧૮૪ |
| ૪૧ | સામે મોંએ શિકાર ... ... ... ... | ૨૦૩ |
| ૪૨ | ગજરાજની વાતો ... ... ... ... | ૨૧૩ |
| ૪૩ | જિરાફ ... ... ... ... ... | ૨૨૦ |
| ૪૪ | જંગલનું વેર ... ... ... ... | ૨૨૩ |
| ૪૫ | મને ઓળખો છો? ... ... ... ... | ૨૨૬ |
| ૪૬ | કેવી બુદ્ધિ! ... ... ... ... | ૨૨૭ |

| ક્રમાંક | વિષય | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૪૭ | એરંડો ... ... ... ... ... | ૨૨૯ |
| ૪૮ | ખોરાકનું શું થાય છે? ... ... ... | ૨૩૦ |
| ૪૯ | કટ્ટા દુશ્મનો... ... ... ... ... | ૨૩૪ |
| ૫૦ | દિલ્હીમાં કાગડા કેટલા? ... ... ... | ૨૩૮ |
| ૫૧ | ચાલો, મારી સાથે!... ... ... ... | ૨૪૦ |
| ૫૨ | વાણિયા શાહ કેમ કહેવાય છે? ... ... | ૨૪૧ |
| ૫૩ | ચા ... ... ... ... ... | ૨૪૨ |
| ૫૪ | ફળનો રાજા કેરી કોને ન ગમે? ... ... | ૨૪૬ |
| ૫૫ | સાદો ન્યાયાધીશ ... ... ... ... | ૨૪૮ |
| ૫૬ | નાનીશી પ્રાર્થના ... ... ... ... | ૨૫૦ |
| ૫૭ | શેઠ ભારે ધાર્મિક માણસ છે! ... ... | ૨૫૨ |
| ૫૮ | ચતુર વાણિયો ... ... ... ... | ૨૫૩ |
| ૫૯ | કોણ ન નાચે? ... ... ... ... | ૨૫૪ |
| ૬૦ | વરસાદનું રમતગીત... ... ... ... | ૨૫૫ |
| ૬૧ | પરાર્થે ... ... ... ... ... | ૨૫૬ |

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૩૨ | ૧૩ | બળવાનો | બળવાન |
| ૩૪ | ૧૯ | મતા | માત |
| ૫૯ | ૪,૧૯ | ઘોંડુ | ઘોંડુ |
| ૧૦૧ | ૬ | કેદીના | કે'દિના |
| ૧૦૫ | ૫ | તબલામાં | ડબલામાં |
| ૧૫૫ | ૨૨ | આરી | મારી |
| ૧૮૦ | છેલ્લી | ચરખ | ઝરખ |
| ૧૯૪ | ૨૪ | પતો | પત્તો |
| ૨૦૦ | ૩ | ચપ | ચૂપ |
| ૨૨૫ | ૧૭ | જંગલના | જંગલનાં |
| ૨૪૨ | ૪ | છો ? | છે ! |

# બાળકોની વાતો

## ભાગ ૨ જો

## ૧—ગુજરાત

(લેખકઃ—શ્રી. હીરાલાલ દવે)

તમે ગુજરાતના છો, તમે ગુજરાતી છો, પણ ગુજરાતમાં શું શું છે અને શું શું નથી એ તમે જાણો છો? ગુજરાતમાં શેની પેદાશ થાય છે અને શેની નથી થતી એની તમને ખબર છે? તમે કહેશો, "ના."

આપણે ગુજરાતમાં રહીએ અને એને વિષે કંઈ ન જાણીએ એ કેવું કહેવાય! ગુજરાત એ આપણા હિંદુસ્તાનનો બગીચો ગણાય છે. ગુજરાતની પેદાશ મોટે ભાગે ત્રણ ભાગમાં વહેંચી શકાય. કહો જોઇએ, કયા કયા ભાગમાં? નથી ખબર! લો ત્યારે કહું. ૧. ખેતી, ૨. જંગલ અને ૩. ખનીજ

ગુજરાતનો મુખ્ય ધંધો ખેતી છે. આપણે ત્યાંના પોણા ભાગના લોકો ખેતી કરે છે. ખેતીમાં મુખ્યત્વે કરીને આપણે

ત્યાં અનાજમાં ડાંગર, ઘઉં, બાજરી વગેરે થાય છે. કઠોળમાં મગ, મઠ, અડદ, ચોરા, તુવેર અને બાકીમાં મુખ્ય કપાસ અને તમાકુ થાય છે. ગુજરાતમાં ફળોની વાડીઓ ઝાઝી નથી. પણ હવે એ તરફ ખેડૂતોનું ધ્યાન ગયું છે અને ફળોની વાડીઓ થવા માંડી છે. સુરત જિલ્લામાં આવી ફળોની વાડીઓ ઘણી છે.

એ તો તમે જાણતા હશો કે ગુજરાતનું મુખ્ય શહેર અમદાવાદ. અમદાવાદમાં ખૂબ મિલો છે. એ મિલો થઈ એટલે ગામડાં ભાગ્યાં અને ગામડાં ભાગ્યાં એટલે ખેતી ભાગી. કેટલાય ખેડૂતો ગામડાં છોડી, ઘરબાર છોડી, ખેતીવાડી છોડી, ત્યાં જઇને રહ્યા છે.

આજે તો આપણે મિલનાં કપડાં પહેરતા થઈ ગયા છીએ. પણ પહેલાં કંઈ મિલો નહોતી અને ત્યારે કાપડ નહોતું થતું એમ નહિ! આજે વીજળીથી સંચા ચાલે છે અને કાપડ થાય છે; ત્યારે હાથથી શાળ ચલાવતા અને કપડું કરતા અને એથી કંઇ કાપડ ખરાબ દેખાતું નહોતું. ઊલટું ગુજરાતનું હાથવણાટનું કામ તો વખણાતું હતું. એવાં હાથવણાટનાં મુખ્ય મથકોમાં પાટણ, અમરેલી, પોરબંદર, જામનગર, વસો વગેરે મુખ્ય હતાં. વસોની જાજમો, ગોદડાંનાં ખોળિયાં, ક્યાં ક્યાં જતાં. સુરતનું ભરતકામ ખૂબ વખણાતું અને પેથાપુર અને જામનગરની બાંધણીઓ ઘણી જગાએ જતી હતી અને પાટણનાં પટોળાં તો હજીય વખણાય છે.

આ તો હાથવણાટ વિષે તમને કહ્યું. હવે માટીકામ વિષે. આજે તમે બજારમાં જશો તો દુકાને દુકાને જાપાની

રમકડાં જોશો. આપણે ત્યાં પણ જાતજાતનાં રમકડાં થતાં હતાં. ખાસ કરીને ઉત્તર ગુજરાતમાં અને કાઠિયાવાડનાં કેટલાંક શહેરોમાં તો માટીનાં સુંદર રમકડાંઓ બનતાં હતાં.

ગુજરાતમાં જંગલો વિશેષ નથી; છતાં જ્યાં જ્યાં છે ત્યાં ત્યાં સાગ, સીસમ અને વાંસ ખૂબ થાય છે. વાંસદા અને પંચમહાલ તરફ સાગ ખૂબ થાય છે. ગોધરિયા સાગ તો વખણાય છે.

પોરબંદર, ધ્રાંગધ્રા, ઇડર અને આરાસુરમાંથી પથ્થરો સારા નીકળે છે. એ પથ્થરો મોટી મોટી ઇમારતો બાંધવામાં વપરાય છે. ઘંટીઓ માટે ધ્રાંગધ્રાનો પથ્થર સારો ગણાય છે.

વીસનગર, અમદાવાદ અને સિહોરનાં ત્રાંબાપિત્તળનાં વાસણો વખણાય છે. ચપ્પુ, સૂડી અને કાતર કચ્છની વખણાય છે. પીજમાં પણ ચપ્પુ સારા ઉતારી આપે છે. તલવાર આમોદની અને છરા પેથાપુરના સારા કહેવાય છે. લાકડાનું કોતરકામ અમદાવાદ, મોરબી, ગોંડળ, રાજકોટ અને મહુવાનું વખણાય છે. માંગરોળમાં સુખડ ઉપર સુંદર કોતરકામ થાય છે. રંગીન પથ્થર અને અકીકનું કામ ખંભાતમાં સારું થાય છે.

ધોવાના સાબુ પ્રાંતીજ અને કપડવંજના. કંકુ પાટણ અને જામનગરનું. દાડમ અને જામફળ ધોળકાનાં અને રાંદેરનાં બોર.

ગુજરાતના ત્રણ પર્વત—પાવાગઢ, આબુ અને ગિરનાર. ડુંગર બે—શેત્રુંજો અને બરડાના. કહો જોઇએ, હવે ગુજરાતમાં શું શું હતું અને શું શું આજે છે નહિ?

'ગુણિયલ ગુર્જર દેશ, અમારો ગુણિયલ ગુર્જર દેશ.'

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૨—બાલસુબોધ

## પાઠ ૧ લો

સવારમાં ઊઠીને તરતજ માતાપિતાને પગે લાગવું. માતાપિતા ન હોય તો જે વડીલ હોય તેમને પગે લાગવું. તે પછી દાતણ, શૌચ ( જાજરૂ જવું ), સ્નાન વગેરે કામ કરવાં. રાત્રે સૂતી વખતે પણ માતાપિતા અથવા વડીલને પગે લાગીને સુઇ જવું. આપણે બહારગામ ગયા હોઇએ, અથવા માતાપિતા અથવા વડીલ બહારગામ ગયાં હોય તો મનથી તેમને પગે લાગવું. કોઇ પણ દિવસ આ નિયમનો ભંગ થવા દેવો નહિ. ( માતાપિતા અથવા વડીલને પોતાને માતાપિતા વિદ્યમાન હોય, તો પોતે પણ આ નિયમનું પાલન કરવું, કે જેથી બાળકો તે જોઈને તે પ્રમાણે કરતાં શીખે. પોતાનાં માતાપિતા અથવા વડીલ વિદ્યમાન ન હોય, તો તેમની છબી ઘરમાં હોય તો તેમને સવારમાં ઊઠીને પગે લાગવું.)

## પાઠ ૨ જો

સવારમાં સૂર્યોદય પૂર્વે ઊઠવું અને તે પ્રમાણે કરવાની આગ્રહથી ટેવ પાડવી. ( માતાપિતાએ પણ સૂર્યોદય પૂર્વે ઊઠી જવું અને પોતાનાં બાળકોને વહેલાં ઉઠાડી દેવાં. આઠેક વર્ષની ઉંમરનાં બાળકોને ઊંઘ પૂરી થાય ત્યાંસુધી ઊંઘવા દેવાં.)

ઊઠીને પ્રથમ માતાપિતા કે વડીલને પગે લાગીને દાતણ કરવું. દાતણ, દાંત સ્વચ્છ થાય તેવી રીતે કરવું તથા સારી

રીતે જીભ ઉતારી મુખ બરાબર સ્વચ્છ કરવું કે મોંમાં દુર્ગંધ ન રહે; પછી શૌચ (જાજરૂ) જવું. પછી સ્નાન કરી લેવું. સ્નાન ઠંડે પાણીએ કરવું. ઠંડા પાણીએ સ્નાન કરવાનો અભ્યાસ ન હોય તો ધીમે ધીમે તેવો અભ્યાસ પાડવો; કારણ કે ઠંડા પાણીએ સ્નાન કરવાથી આરોગ્ય વધે છે તથા બળ આવે છે.

## પાઠ ૩ જો

સ્નાન કરીને સૂર્યને નમસ્કાર કરવા. પાંચદશથી શરૂ કરીને દર રવિવારે એક એક નમસ્કાર વધારવો. એ પ્રમાણે વધીને સવારે તથા સાંજે એકસો આઠ નમસ્કાર સુધી વધવું. એકસો આઠ નમસ્કાર કરતાં વધારેમાં વધારે એક કલાક જાય છે, પણ આ પ્રમાણે કરવાથી શરીરમાં ઘણું બળ આવે છે, આરોગ્ય કાયમ રહે છે, આયુષ વધે છે, સ્મરણશક્તિ તથા બુદ્ધિ વધે છે; જેથી થોડું વાંચવાથી યાદ રહી જાય છે તથા કઠિન વિષયો ઝટ સમજાઈ જાય છે, જેથી વિદ્યાભ્યાસ ઉત્તમ પ્રકારે થાય છે. આળસ શરીરમાં રહેતું નથી, જેથી મોટી ઉંમરે ધંધો-રોજગાર વધારે સારી રીતે વધારે વખત કરી શકાય છે અને સુખી થવાય છે.

## પાઠ ૪ થો

તે પછી એટલે સૂર્યનમસ્કાર કર્યા પછી પ્રાતઃસંધ્યા કરવી. પ્રાતઃસંધ્યા પિતા અથવા વડીલ પાસેથી શીખી લેવી, પ્રાતઃસંધ્યા કર્યા વિના રહેવું નહિ અને એક પણ દિવસ પડવા દેવો નહિ. પ્રાતઃસંધ્યા અર્ધા કલાકમાં થઇ જાય છે.

પ્રાતઃસંધ્યાથી શરીર નીરોગી રહે છે, બળવાન થાય છે, શરીરનું સ્વાસ્થ્ય રહે છે અને વારંવાર માંદા પડવાનો સમય આવતો નથી. મન નિર્મળ થાય છે, કઠિન વિષયોને સમજવાની શક્તિ વધે છે, બુદ્ધિ વધે છે અને તેથી ઓછા અભ્યાસે સારા વિદ્વાન થવાય છે. મગજની શક્તિ વધે છે, જેથી વાંચેલું યાદ રહી જાય છે તથા ભૂલી જવાતું નથી. આત્માનો પ્રકાશ પ્રકટે છે, જેથી શરીર તેજસ્વી થાય છે, બીજાના ઉપર પ્રભાવ પડે છે, મન જડ મટીને સૂક્ષ્મ થાય છે, મનની અનેક શક્તિઓ ખીલે છે તથા આત્માનો આનંદ કે જે આ જગતમાં બીજાં તમામ સુખ કે આનંદ કરતાં શ્રેષ્ઠ છે તે મળે છે. આત્માનો પ્રકાશ પ્રકટવા માંડે છે, તમામ પ્રકારનાં દુઃખો સહન કરવાનું જેથી બળ પ્રાપ્ત થાય છે, જે જ્ઞાન પુસ્તકોમાં નથી તેવું જ્ઞાન અંતરમાંથી પ્રકટે છે અને પ્રતિભાશક્તિ વધે છે. બીજા તમામ વિદ્યાર્થીઓ કરતાં સંધ્યા કરનાર વિદ્યાર્થી પ્રશાંત, બુદ્ધિશાળી તથા ઓજસ્વી થાય છે અને આ જગતમાં બીજા મનુષ્યો કરતાં આગળ વધે છે, ઉચ્ચ પદને પ્રાપ્ત કરે છે અને અધિક સુખી થાય છે. આ વિના સંધ્યાના બીજા ઘણા લાભ જે નિત્ય સંધ્યા કરે છે તેને મળે છે.

## પાઠ ૫ મો

તે પછી અભ્યાસ કરવો. એકાંતમાં બેસીને શાંતિથી વિદ્યાભ્યાસ કરવો. ઉપરના પાઠોમાં જણાવ્યા પ્રમાણે કરવાથી વધારે વખત વાંચવું પડતું નથી અને વાંચેલું ઝટ યાદ રહી જાય છે. શરીર બળવાન થવાથી મન અને મગજ પણ બળ-

વાન થાય છે અને યાદશક્તિ વધે છે તથા કઠિન વિષયો સહજ સમજાય છે. કેટલાકને એમ થશે કે, સવારમાં ઊઠીને સ્નાન-નમસ્કાર તથા સંધ્યા કરવા વિદ્યાર્થી રહે, તો પછી તેને વાંચવાનો વખત ઘણો ઓછો રહે છે, પણ આ તેમની ભૂલ છે. શરીર સારું હોય છે તો ચારપાંચ વાગે ઊઠીને એ સર્વ કાર્ય પરવારી શકાય છે અને સાતેક વાગે તો વિદ્યાભ્યાસમાં જોડાઇ શકાય છે. સવારમાં સાતથી દશ સુધીમાં ત્રણ કલાક અભ્યાસના મળે છે એટલો સમય ઓછો નથી. બેત્રણ કલાક રાત્રે મળી શકે છે, જેથી પાંચછ કલાક જેટલા સમયમાં તો ગમે તેટલું વાંચવાનું હોય છે તોપણ વાંચી શકાય છે. વળી ઉપર જણાવ્યા પ્રમાણે કરનાર વિદ્યાર્થીને બીજા આળસુ વિદ્યાર્થી જેટલું વાંચવું પણ પડતું નથી.

## પાઠ ૬ ઠ્ઠો

હમેશાં બાળકોએ સીધા ટટાર બેસવું તથા સીધા ટટાર ચાલવું જોઇએ. બેસતી વખતે કેડોમાંથી ડોશી જેવા વળીને કદી પણ બેસવુ નહિ તથા ચાલતી વખતે છાતીમાંથી વાંકા વળીને કદી પણ ચાલવું નહિ. લશ્કરી સિપાઇ જેમ છાતી ટટાર રાખીને ચાલે છે, તે પ્રમાણે ચાલવું જોઇએ. વાંકા વળીને બેસવાની ટેવ પડી ગઇ હોય તથા વાંકા વળીને ચાલવાની ટેવ પડી ગઇ હોય, તો તે ધીમે ધીમે આગ્રહ રાખીને સુધારવી. પ્રથમ આવી ખોટી ટેવ પડી ગયેલી હોવાથી સીધા ટટાર બેસવું અને સીધા ટટાર ચાલવું કઠણ પડે છે; પરંતુ અભ્યાસથી, આગ્રહ રાખવાથી તે ટેવ સુધારી શકાય છે. સીધા બેસવાથી

તથા સીધા ચાલવાથી, શરીર બળવાન થાય છે, ઘણા રોગો થવાનો સંભવ આવતો નથી, મન દૃઢ નિશ્ચયવાળું અને બળવાન થાય છે તથા આત્મબળ પણ વધે છે. આવા મનુષ્યો પ્રભાવશાળી થાય છે, જેથી બીજાના ઉપર પ્રભાવ પડે છે તથા જગતમાં ઉન્નત સ્થાનને પ્રાપ્ત કરી શકે છે અને બહુ બહુ રીતે સુખી થાય છે. જે આ પ્રમાણે સીધા ટટાર બેસતા નથી કે ચાલતા નથી, તે નિર્બળ મનના, નિર્બળ નિશ્ચયના, અનેક રોગના ભોગ તથા સામાન્ય મનુષ્ય થાય છે અને આ જગતમાં કંઇ વિશેષ કામ કરી શકતા નથી કે કંઇ વિશેષ પ્રાપ્ત કરી શકતા નથી; તેથી જેણે મોટા થવું હોય, દૃઢ નિશ્ચયબળવાળા થવું હોય અને જેમને ઊંચી સ્થિતિ પ્રાપ્ત કરવી હોય, તેમણે બાળપણથી સીધા બેસવાની તથા સીધા ટટાર ચાલવાની ટેવ પાડવાની અત્યંત જરૂર છે.

('આત્મોદ્ધાર'ના એક અંકમાંથી)

---

# ૩–થોડીક સૂચનાઓ

(લેખકઃ–શ્રી. રમણિકલાલ જયચંદભાઇ દલાલ)

તમે સંસ્કારી, વિવેકી અને સજ્જન છો, એવી સામાના ઉપર છાપ પાડવી હોય અને સંસારમાં સુખી જીવન ગાળવું હોય, તો નીચેની થોડીક સૂચનાઓમાં જે ચીજની તમને મનાઇ કરી છે તે ન કરવાનું ખાસ ધ્યાનમાં રાખજો.

(૧) મંડળીમાં હાજર રહેલાં માણસો જેમને ઓળખતા ન હોય તેવા માણસોની વાત કરવી નહિ.

(૨) બીજાને ત્રાસ થાય એવી મજાક કરવી નહિ. બીજાની હાજરીમાં કોઇને ઉતારી પાડવો નહિ. મંડળીની એકતાનો ભંગ કરવો નહિ.

(૩) વચ્ચે બોલવું નહિ. કોઇ બોલતું હોય કે વાત કહેતું હોય, તેની વાત વચ્ચેથી કાપી નાખવી નહિ.

(૪) મતભેદથી ગુસ્સે ન થઈએ. સીધો વિરોધ કરી સમાજના નિયમોનો ભંગ કરવો નહિ.

(૫) કોઈ વાતનું લાંબુ પીંજણ કરવું નહિ. જે વાત કહેવાની હોય તે મુદ્દાસર ટૂંકાણમાં કહેવી. નાની નાની વિગતમાં બહુ ઊંડા ઊતરવાનો અર્થ નથી.

(૬) એકની એક મશ્કરીની વાત વળી વળીને સાંભળનાર આગળ કરવામાં મજા નથી. જરીપુરાણી વાતો ફરી ફરી છેડવી ન જોઈએ.

(૭) કોઈ માણસ વિષે સ્પષ્ટ અભિપ્રાય માગવામાં આવે, પરંતુ તેવા અભિપ્રાયથી તેને પોતાને ખરાબ લાગે તેવું હોય, તો તેવો સાફ અભિપ્રાય કોઈની પણ રૂબરૂ જાહેર કરવા ઉતાવળા થવું નહિ. ('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૪—પ્રજાનો પિતા

( લેખકઃ—શ્રી. હીરાલાલ લલ્લુરામ દવે )

વૈશાખ માસ તપે છે. જમીનપર પગ મુકાતો નથી. જળાશયોનાં પાણી ખદખદી ઊઠે એવો તાપ પડે છે. બપોર થવા આવ્યા છે. ભાવનગર તાબાના ભૂભલી ગામનો સોંડો માળી ગામની નજીક આવેલી પોતાની વાડીમાં કોસ હાંકી રહ્યો છે. સોંડાના અંગ પર પૂરાં વસ્ત્રોએ નથી. તેના બળદના પેટમાં ખાડા છે. કોસને કાણાં પડેલાં છે. સોંડો માળી ગરીબ ખેડૂત હતો.

અરબી ઘોડા પર બેઠેલો અને સિપાઈના જેવાં લૂગડાં પહેરેલો એવો એક માણસ સોંડાની વાડીમાં આવ્યો. વાડીમાં એક વડલો હતો, તેની શિતળ છાયામાં ઘોડાને બાંધ્યો અને પેલો માણસ પાણી પીવા માટે કૂવા પર ગયો. તેણે મોં, હાથ-પગ ધોયાં અને બે ખોબા પાણી પીધું; એટલે સોંડાએ કોસ હાંકતાં હાંકતાં તેને પૂછ્યું, "ભાવનગર રહો છો? રાજના સિપાઈ છો?"

"રાજના નોકર છીએ અને ભાવનગર રહીએ છીએ."

"તમારે અને રાજાને કોઇ દિવસ મેળાપ થાય છે?"

"હા. ઘણીએ વાર, રાજા સાથે રાતદિવસ રહેવું પડે છે."

"તો ભલા થઇને મારા વતીથી ભાવનગરના ધણી વજેસિંગબાપુને કહેશો?"

"જરૂર કહીશ, શું કહેવું છે?"

"એમ કહેજો કે વસ્તીના સામું કોઇ દિવસ જોવું છે કે આખો જનમારો શિકાર કરવામાંજ ગાળવો છે? રાજમહેલમાં બેઠા બેઠા મોજ માણવી છે અને રૈયતનાં બાળકો રોટલાના ટુકડા માટે ટળવળે છે! એ રાજા છે કે કસાઇ? રાજાની ગુલામી કરી કરીને પ્રજા મરી જાય છે, તેનું એ માવતર જેવા રાજાને ભાન પણ નથી. ભાઈ! તમે સપાઇ માણસ, તમને શું કહેવું? ખરે હવે કળિયુગ આવ્યો છે. રામ જેવા રાજા ગયા. ધરતી માતાએ કસ ચોર્યા અને ખેડૂત ભૂખે મરવા લાગ્યા!"

સોંડો મનમાં આવે તેમ બોલતો જાય છે અને કોસ હાંકતો જાય છે: પેલો માણસ સોંડાના શબ્દો સાંભળીને મનમાં ખુશ થતો હોય તેમ ધીમું ધીમું હસે છે.

સૂરજ માથે આવ્યો એટલે સોંડાએ કોસ છોડી નાખ્યો. બળદને ઘાસ નીરી પોતે વડલાની છાયામાં આવીને બેઠો. એટલે પેલો માણસ બોલ્યો: "ભૂખ લાગી છે, કંઈ ખાવાનું છે?"

"શું હોય? તમે બધાંએ મળીને ખેડૂતને લૂંટવામાં કાંઇ બાકી રાખ્યું છે? ઘરમાં ધાન તો રહેવા દીધું નથી. ઘેંશછાશ ખાઇ જીવતર પૂરાં કરીએ છીએ. બોળો છે, ખાવો છે?"

"બોળો કેવો હોય?"

"આટલા મોટા થયા અને બોળો ભાળ્યો નથી! બોળો એટલે ધઉંની ઘેંશ." એમ કહી વડલાની ડાળે શીંકામાં માટીની દોણીમાં બોળો હતો, તેમાંથી થોડોક સોંડાએ વડના પાંદડાનો પડિયો બનાવી પેલા માણસને આપ્યો.

સખત ભૂખ લાગેલી, ખાટીમીઠી છાશમાં રંધાયેલો ઠંડો

બોબો (ટાઢી ઘેંશ) તે માણસને અમૃત જેવો સ્વાદિષ્ટ લાગ્યો. તેણે થોડી વારમાં પડિયો ખાલી કર્યો અને કહ્યું: "વધારે છે?"

"મને ભૂખ્યો રાખવો છે?" એમ બોલી હસતાં હસતાં સોંડાએ બધો બોબો તે માણસને ખવરાવી દીધો. દોણી ખાલી થઇ. પેલો માણસ ધરાઇ ગયો. પાણી પી સોંડાના તૂટેલા ખાટલામાં તેણે બે ઘડી આરામ કર્યો.

સાંજના ચાર વાગે તે ઊઠ્યો. ઘોડા પર બેઠો અને ચાલવા માંડ્યું. જતી વખતે તેણે સોંડાને પૂછ્યું: "તમારું નામ શું?"

સોંડાએ કહ્યું: "વળી નામને શું કરવું છે? તમે સપાઇ લોક તો ભારે ખરાબ. ભાવનગર આવીએ છીએ તો મફત વેઠે લઈ જાઓ છો."

ઘોડેસવારે કહ્યું: "વેઠે નહિ લઇ જાઉં. તમારું નામ કહો તો કોઇ દિવસ તમે ભાવનગર આવો તો ઓળખાણ રહે."

"મારું નામ સોંડો માળી. જેના ભોગ લાગ્યા હોય તે ભાવનગર આવે."

ઘોડેસવારે ઘોડો દોડાવી મૂક્યો. સાંજ પડી અને સોંડો માળી બળદ, કોસ વગેરે લઇ ઘેર આવ્યો.

બીજા દિવસનો સૂર્ય ઊગે તે પહેલાં બે ઘોડેસવારો ભૂંભલીમાં સોંડા માળીનું ઘર પૂછતા પૂછતા સોંડાના ઘર આગળ આવીને ઊભા અને મોટેથી પૂછવા લાગ્યા: "સોંડાનું ઘર કયું?"

સોંડો ઘરમાંથી બહાર આવ્યો અને બોલ્યો: "કેમ શે? મારું નામ સોંડો."

"હાલો ભાવનગર, વજેસંગબાપુએ તમને તેડાવ્યા છે."

વજેસંગબાપુનું નામ સાંભળી સોંડો થર થર ધ્રૂજવા લાગ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે, ગઇ કાલે જે સંદેશો કહેવરાવ્યો હતો તેનું આ કારણ છે. હવે રાજા મને જીવતો નહિ રહેવા દે. હાથપગમાં બેડિયું જડી દેશે. સોંડો નરમ થઇ ગયો. તેની સ્રી અને બે બાળકો રડવા લાગ્યાં અને સોંડાને લઇ બે સવારો ભાવનગરના પંથે પળ્યા.

રાજમહેલનાં પગથિયાં ધ્રૂજતાં ધ્રૂજતાં તે ચઢ્યો. મેડા-પર જઈ તેણે શું જોયું?

જે ઘોડેસવાર ગઇ કાલે તેની વાડીમાં હતો તેજ આજે ગાદી પર બેઠેલ છે. એ તો ખુદ વજેસંગબાપુ. ભાવનગરનો ધણી. સોંડો તો બાપુ સામે જોઇ દિગ્મૂઢ જેવો ઊભોજ રહ્યો.

વજેસંગ ગાદી પરથી ઊઠ્યા. સોંડાનો હાથ ઝાલી તેને ગાદી પાસે લઈ ગયા. ગાદી પાસે બેસાડી તેને ધીરજ આપીને પૂછ્યું: "સોંડા! ધ્રૂજે છે કેમ?" "અન્નદાતા! ગઇ કાલે તમને મારાથી અવળચવળ બોલાઇ જવાયું છે માટે."

"સોંડા! પ્રજા તો અમારાં બાળક કહેવાય અને છોકરાંની ગાળો માબાપને મીઠી લાગે. તેં તો ખરું કહ્યું છે."

વજેસંગબાપુએ તાંબાનું પતરું મંગાવી તેમાં બાર સાંતીની જમીન, ચાર ભેંસો, બાર બળદ, વીસ કળશી બાજરી અને એકહજાર રૂપિયા રોકડા આપ્યાનો લેખ કોતરાવ્યો. તે લેખ સોંડાને આપ્યો. સોંડાના વંશજો પાસે હજી પણ એ લેખ છે. ('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૫—રામરાજ્ય કેવું હતું ?

(લેખકઃ-શ્રી. જશવંતલાલ દલાલ)

રાજાનો દરબાર ભરાયો હતો. અચાનક ત્યાં એક બારોટ આવી પહોંચ્યા. બારોટને પૈસા જોઇતા હતા.

એ રાજાને પોતાનાં વખાણ સાંભળવાનું બહુ ગમતું. બારોટે કાવ્યકળા ઉપરનો પોતાનો અચ્છો કાબૂ બતાવ્યો અને રાજાની પ્રશંસામાં કવિતા, દુહા, છપ્પા વગેરે ચલાવવા માંડ્યા. રાજાના મોં ઉપર તો ગર્વ અને આનંદ છવાઇ રહ્યો. રાજાની બાજુમાં તેમના નાના ભાઇ બેઠા હતા. તેમને બન્નેને પ્રસન્ન કરવા બારોટે તેમને રામ—લક્ષ્મણની ઉપમા આપી.

એ ઉપમા અપાતાંની સાથેજ ઉપરથી એક કાગડો ચરક્યો અને બારોટની પાઘડી, મોં અને જામો બગાડ્યાં. બારોટે તે નહિ ગણકારતાં ફરીથી રામ—લક્ષ્મણની ઉપમા આપી. એટલે કાગડો બીજી વાર ચરક્યો.

આથી બારોટ ચમક્યો ને રાજાએ ચમક્યો ! રાજાએ કાગડા સામે જોયું, એટલે કાગડો બોલ્યોઃ "હે રાજા ! આ બારોટ ધનલોભી છે, તેથી એ જૂઠું બોલે છે. રામ—લક્ષ્મણ કોણ હતા, તે હું જાણું છું અને રામરાજ્ય કેવું હતું, તેના પરચા મેં નજરે જોયા છે. તારે ખાતરી કરવી હોય તો તારા વિશ્વાસુમાં વિશ્વાસુ, પ્રામાણિકમાં પ્રામાણિક અને ઊંચામાં ઊંચા ચાર અધિકારીને મારી જોડે મોકલ. હું તેમને રામરાજ્ય શું છે તે બતાવીશ. આ બારોટને રામરાજ્યની ગંધની પણ ખ-

ખર નથી !"

રાજા નવાઇ પામ્યો. આખી કચેરી સ્તબ્ધ થઇ ગઇ. બધા અંદર અંદર વાતો કરવા લાગ્યાઃ "કાગડો દૈવી છે."

રાજાએ આ વાતની ખાતરી કરવા તાબડતોબ નિશ્ચય કર્યો. પોતાના બે પ્રામાણિક મંત્રીઓ અને બે સરદારોને કાગડાની સાથે મોકલ્યા.

આ ચાર ધુરંધરોએ ઊંચામાં ઊંચા અને પાણીદાર ઘોડા પસંદ કરી તેના ઉપર પલાણ નાખ્યાં અને કાગડાની પાછળ અયોધ્યાપુરીનો રસ્તો લીધો. કાગડો આગળ આગળ ઊડતો જાય અને ચારે જણા તેની પાછળ ઘોડા દોડાવતા જાય. એમ રસ્તો કાપતાં કાપતાં તેમણે ઉત્તરાખંડમાં પ્રવેશ કર્યો. એ તો સરયૂ નદીને કાંઠે કાંઠે ચાલવા લાગ્યા, આખરે તેઓ અયોધ્યાપુરીને પાદરે આવી પહોંચ્યા.

ત્યાં એક મોટા વડના ઝાડ નીચે કાગડાએ એક જગ્યા બતાવી. પછી કાગડાએ કહ્યુંઃ "આ જગ્યાએ ખોદો. તેમાંથી જે કાંઇ નીકળે તેને તમે રાજાના દરબારમાં લઇ જજો." એમ કહીને કાગડો ત્યાંથી ચાલ્યો ગયો.

ચારે જણાએ સાધનો લાવી વડ નીચે ખોદકામ શરૂ કર્યું. વીસેક ફૂટ ખોદ્યા પછી કંઇક નક્કર ધાતુનો અવાજ સંભળાયો. બરાબર જોયું તો એક મોટા ઘંટ જેવું દેખાયું. માટી સાફ કરીને જ્યાં ઘંટને ઊંચકે છે ત્યાં તો તેજ તેજના અંબાર ! બોર બોર જેવડાં ચમકદાર મોતીથી ભરેલો સોનાનો થાળ !

એ ચારે જણને પ્રથમ તો મૂર્છા આવવા જેવું થયું, પણ

એક જણ બોલ્યો: "આ મોતી ન હોય!"

બીજાએ કહ્યું: "આપણે આવાં મોતી ક્યાંય જોયાં નથી!"

વળી ત્રીજાએ કહ્યું: "આ જમાનામાં આવાં મોતીનાં તો પહેલી વાર અને છેલ્લી વાર દર્શન કરી લો."

છેવટે જે સૌથી વૃદ્ધ અને લોભી હતો તે બોલ્યો: "રાજાના દરબારમાં ગયા પછી એનો નમૂનોએ પાછો નહિ મળે, માટે અકેક મોતી છેડે બાંધી લો."

આ લોભી વૃદ્ધની વાત સૌને ગમી ગઇ. દરેકે એક એક મોતી પાઘડીને છેડે બાંધી લીધું ને છેડો પાછો પાઘડીમાં ખોસી દીધો. એટલામાં થાળ આગળ કાગડો આવી પહોંચ્યો.

પછી બધા રાજધાનીમાં પહોંચ્યા. રાજાએ દરબાર ભર્યો. ચારે જણાએ મોતીથી ભરેલો થાળ રાજા સામે મૂક્યો. રાજા પણ ચકિત થયો. "આ મોતી તો કોઇ દૈવી પદાર્થ જેવાં છે!" એમ સહુએ કહ્યું. મોતી ગણાયાં ને નોંધાયાં. પછી તેને ઝવેરાતખાનામાં લઇ જવાનો હુકમ કરે છે ત્યાં તો કાગડો બોલ્યો: "હે રાજા! આ મોતી રામરાજ્યના સમયનાં છે અને ભગવાન રામચંદ્રના રાજ્યના નગરશેઠના ઘરનાં છે. એક વાર એ નગરશેઠના ઘરમાં સાસુ—વહુને ઝઘડો થયો, એટલે વહુએ હઠ લીધી કે, 'મને સીતાજી જમાડે તોજ હું જમું.'

"સાસુએ વહુને બહુ સમજાવી પણ વહુએ હઠ ન છોડી તે નજ છોડી. આ વાત નગરશેઠને કાને ગઇ. સાસુ કરતાં સસરા મોટા મનવાળા હોય, એટલે સસરાજીએ વિચાર્યું કે, 'વહુ તો હજી બાળક છે.' એટલે એમણે સીતારાણી પાસે જઇને

પાઘડી ઉતારીને પોતાને ત્યાં પધારવાની વિનવણી કરી.

"સીતાજી તૈયાર થયાં. રથ જોડાવ્યો અને તે નગરશેઠને ઘેર આવ્યાં. વહુને જમાડી. નગરશેઠને ઘેર તો આનંદ—મંગળ વરતાયાં. સીતારાણી સૌને આશીર્વાદ આપીને ઘેર જવાને રથમાં બેસવા જાય છે, ત્યાં સોનાનો થાળ ભરેલાં મોતી લઇને નગરશેઠ રથ પાસે આવ્યા. એમણે સીતાજીને કહ્યું: 'તમે અમારે ઘેર આવો ને ખાલી હાથે પાછાં જાઓ એ ન બને. આ દીન પ્રજાજનની ભેટ સ્વીકારો!'

"પણ સીતાજીએ તે થાળ ન લીધો અને કહ્યું: 'મારી દીકરીને હું જમાડવા આવું તેમાં ભેટ શાની?' એમ કહીને એમણે રથ હંકાવ્યો. રથ આગળ ને નગરશેઠ પાછળ. એમ કરતાં રાજ્યમંદિરનો ચોક આવ્યો. નગરશેઠે ચોકની મધ્યમાં તે થાળ મૂકી દીધો અને પાછા ફર્યા. થાળ ત્યાંજ પડ્યો રહ્યો. રસ્તે આવનાર—જનારે તેની તરફ નજર સરખી પણ કરી નહિ.

"એમ કરતાં રાત પડી. ચોકીદારોએ એક મોટો ઘંટ તે થાળ ઉપર મૂકી દીધો. એમ કરતાં તે ઘંટ દટાઇ ગયો. આજે એજ ઘંટ નીચેની વસ્તુ તમારી પાસે હાજર થઇ છે.

"પણ રાજા! એ જમાનામાં કોઇને ચોરીની ઇચ્છા પણ થતી નહિ. પણ આજે તારા વિશ્વાસુ અને પ્રામાણિક અધિકારીઓની દાનત બગડી. તેમને પૂછ કે, તેમણે આમાંથી કેટલાં મોતી લીધાં છે?"

રાજાની આંખો લાલ થઈ ગઈ. અધિકારીઓ પગે પડ્યા અને બોલ્યા: "મહારાજ! અમે સૌએ નમૂના ખાતર એક એક

મોતી લીધું છે." એમ કહી ચારેએ મોતી રાજાને ચરણે ધર્યાં.

કાગડાએ રાજાને કહ્યું: "હે રાજા! એમાં કોઇનો વાંક નથી. ભગવાન શ્રીરામચંદ્રજીનો પુણ્યપ્રતાપ તારામાં ક્યાંથી આવી શકે! રામરાજ્યમાં કોઇને ચોરીનો વિચારે આવતો નહિ. હે રાજા! તારું પુણ્યબળ વધાર. એથી તારી પ્રજાએ તારા જેવી થશે. હવે ખોટા દિલના, ખુશામતિયા ને ધનલોભી લોકોની ખુશામતથી તું ફુલાઇ જતો નહિ. એ તો રામરાજ્ય તે રામરાજ્ય. રામ તે રામ. બાકીના બધા તો રાજા. રામ–લક્ષ્મણની જોડ તો એકજ હતી અને હજીએ તે અજોડજ છે."

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

---

# ૬–યુધિષ્ઠિરની ક્ષમા

(લેખક:–શ્રી. કેશવલાલ શંભુપ્રસાદ દવે)

(મંગલાચરણ)

[પ્રથમ સૂત્રધાર તથા એક બાળક આવે છે. બન્ને પ્રભુસ્તુતિ કરે છે.]

(રાગ–ત્રિતાલ, કલ્યાણ)

ૐ જગવ્યાપક, સુખકર, દુ:ખહર,
અમ અંતર કર, નિર્મળ હરદમ, વિકસાવી દિલ જીવન ઉન્નત કર,
પ્રગટ કરો, પ્રભુ પ્રેમ પરસ્પર—ૐ જગવ્યાપક૦
આતૃભાવ ખીલવો ઈશ રગરગ, હરિ તમ શરણ સમર્પ્યાં તનમન
જીવનપંથ શશી સમ કર ઉજ્જવળ—ૐ જગવ્યાપક૦

બાળક—મારા વહાલા મિત્ર! આજે આપણે શા વાસ્તે ભેગા મળ્યા છીએ?

**સુત્રધાર**—બંધુ ! પાંડવોના વડીલભ્રાતા, એ ધર્મની મૂર્તિ યુધિષ્ઠિર વા ધર્મરાજના જીવનચરિત્રનો થોડો ભાગ ભજવી બતાવવા માટે આપણે ભેગા થયેલા છીએ. ચાલો, હવે કાર્યની શરૂઆત કરીએ. ( બન્ને જાય છે. )

## દૃશ્ય ૧ લું—ધર્મરાજની સભા

### પાત્રો-પાંચ પાંડવો

[ પાંચે પાંડવો બેઠા છે. તેમાં યુધિષ્ઠિર સિવાય બીજા ભાઇઓ ઉદાસ દેખાય છે. ]

**યુધિષ્ઠિર**—અર્જુનદેવ ! હમણાં તમે સર્વ ઉદાસ કેમ રહ્યા કરો છો ?

**અર્જુન**—મોટાભાઈ ! આપ બધું જાણવા છતાં આવો પ્રશ્ન પૂછો છો, એ કેવી નવાઇ !

**ભીમ**—અને મને તો મૂંઝવણજ રહ્યા કરે છે કે, આમ ને આમ મૂંગા મોંએ ક્યાં સુધી રિબાઈ મરવું ? ઓ ધર્મરાજ ! આપનો ધર્મ હવે ક્યાં સુધી પકડી રાખશો ? હવે તો ઓ મોટાભાઇ ! ( ક્રોધથી ) એ દુર્યોધને હદ કરી છે. એ પાપીએ આપણને લાખના ઘરમાં પૂરીને સળગાવી દેવા માટે પણ એનાથી બનતું કર્યું; છતાં આપ ઠંડા કલેજે બેસી રહ્યા છો !

**યુધિષ્ઠિર**—મારા પ્યારા બંધુઓ ! આમ ક્રોધને વશ ન બનો. ઈશ્વરેચ્છા મુજબ સર્વ બન્યા કરે છે, માટે હમેશાં ધીરજ રાખવી. ધીરજ એ વીરનું એક લક્ષણ છેઃ—

" વીર સાચો એજ જે, ધીરજ કદી તજતો નથી,
વીર સાચો કોઇ દિન, ઇર્ષ્યા થકી બળતો નથી;

નીતિ અને સદ્‌ગુણ, ક્ષમા તો, વીરમાં હરદમ વસે,
" વીર એ સાચો સદા, સુખદુઃખ મહીં સરખું હસે."

**ભીમ**—પણ ભાઇશ્રી! આપ નક્કી સમજજો કે, હવે તો આપણા જીવ પણ જોખમમાં છે. આવા વખતે તો **शठं प्रति शाठ्यं कुर्यात्** એ પ્રમાણે શઠ સામે લઠ ધરવાની રીતજ મને ઉત્તમ લાગે છે.

( સહદેવ પ્રત્યે )—કાં ભાઇ, સહદેવજી! તમારાં જ્યોતિષશાસ્ત્રો શું કહે છે?

**સહદેવ**—ભીમભાઇ! મારા જ્યોતિષમાં આવે છે કે, હજુ આપણે માથે બહુજ કષ્ટ પડવાનું છે.

**ભીમ**—તારા ટીપણામાં તો આવ્યું, પણ આ મોટાભાઇના મગજમાં ક્યાં એ આવે છે?

**યુધિષ્ઠિર**—ભાઇઓ! જો આપણા ભાગ્યમાં દુઃખનુંજ નિર્માણ થયેલું હશે, તો એ ભોગવવુંજ પડશે; માટે આમ ચિંતા કર્યા કરવી, એ વીર ક્ષત્રીને ન છાજે. હવે સંધ્યાનો સમય થઈ ગયો છે, તો ચાલો.

**અર્જુન**—વડીલશ્રીની જેવી આજ્ઞા.

( સર્વે જાય છે. )

## દૃશ્ય ૨ જું–દુર્યોધનની કચેરી

પાત્રો:-દુર્યોધન, શકુનિ, દુઃશાસન ને પાંડવો

**દુર્યોધન**—ઓહો! મામા શકુનિ! આપણી તમામ બાજી ધૂળમાં મળે છે. એ મુફલિસ પાંડવો સળગતા ઘરમાંથી

પણ બચી ગયા. હાય, મામાશ્રી હવે શું કરવું ! ( માથું કૂટે છે. )

**શકુનિ**—શા માટે આમ અકળાઓ છો ! તેઓ પાંચજ છે ને આપણે સો છીએ. પછી ડરવાનું શું પ્રયોજન !

**દુર્યોધન**—મામા, બસ કરો. શું હું એમનાથી ડરું છું ! ના, ના, મારી પાસે તો તેઓ મગતરાં છે. ( ક્રોધથી )

"હું સિંહ છું–એ છે શિયાળો, શું પછી કરનાર એ !
એકજ ઝપાટો લાગતાં, પલવારમાં મરનાર એ,
ડરતો નથી હું દેવ દાનવથી, કદી મમ અંતરે,
આ સિંહની હાકલ થતાં, બ્રહ્માંડ આખું થરથરે. "

**દુઃશાસન**—બરાબર છે ભાઇ, બરાબર છે. એ ભિખારીઓથી શું થનાર છે ? ફક્ત તમારી આજ્ઞા થાય એટલીજ વાર છે. બાકી એ પાંચેને પૂરો પડવા આ એક દુઃશાસનજ તૈયાર છે.

**દુર્યોધન**—ભાઇ ! મારી આંખો તો એ પાંચેને રિબાતા જોવાનેજ તલસે છે, મરેલા જોવાને નહિ.

**શકુનિ**—તો ભાણાભાઇ ! સાંભળો. યુધિષ્ઠિરને જુગાર બહુજ પ્રિય છે, એટલે તમે માગણી કરો. એ અવશ્ય કબૂલ રાખશેજ અને આપણી ચાલાકીથી તેમનું સર્વસ્વ તે હારી જશે. પછી તમારી ઇચ્છા પ્રમાણે એ લોકોને રિબાવી શકાશે.

**દુર્યોધન**—શાબાશ, મામાશ્રી શાબાશ, હવે તમો જાઓ ને પાંડવોને કહો કે દુર્યોધન તમોને મળવા માટે બોલાવે છે. એ સરળ હૃદયના હોવાથી જરૂર આવશેજ. હું જુગાર તૈયાર કરું છું.

**શકુનિ**—જાઉં છું.

(શકુનિ પાંડવોને બોલાવવા માટે જાય છે.)

દુર્યોધન—ભાઈ દુ:શાસન! હમણાંજ એ લોકો આવશે. આપણે એ વખતે બહુજ નમ્ર બનવાનું છે.

દુ:શાસન—સાચી વાત છે. એ પાંડવો આપણા દંભથી અંજાઇજ જવા જોઇએ.

શકુનિ—(પ્રવેશ કરીને) ભાણાભાઇ! પાંડવો આવી પહોંચ્યા છે.

દુર્યોધન—મામાશ્રી! મારાં ધનભાગ્ય! આવવા દો, મારા એ વહાલા બંધુઓને.

(પાંડવો પ્રવેશ કરે છે.)

દુર્યોધન—અહોહો! પધારો, પધારો. ધર્મરાજ આદિ બંધુઓ! આ આસન પર બિરાજો. (સૌ બેસે છે.)

યુધિષ્ઠિર—(બેસતાં બેસતાં) વહાલા બંધુ કૌરવરાજ! આજે અમારી શી જરૂર પડી?

દુર્યોધન—ભાઈશ્રી! આજે તો સહજ આપને મળવાની ઇચ્છા થઇ આવી. તસ્દી માફ કરશો.

ભીમ—(ધર્મરાજને) મોટાભાઇ! શિયાળ, કાગડાનાં વખાણ કરે અને કાગડાને સારું લગાડે, એ કાગડાની પોળી પડાવવા માટેજ. તેથી જોજો આપણા સંબંધમાં એમ ન થાય!

દુ:શાસન—અલ્યા ભીમભાઇ! તારી તો આવી તર્ક-વિતર્ક કરવાની ટેવજ ન ગઈ!

શકુનિ—ઠીક, ચાલો, ધર્મરાજ! જો ઇચ્છા હોય તો

આપણે આજે જુગાર ખેલીએ.

**યુધિષ્ઠિર**—જેવી તમારી ઇચ્છા (જુગાર રમવા માટે દુર્યોધન, શકુનિ અને યુધિષ્ઠિર, એ ત્રણ જણ બેસે છે.)

**દુર્યોધન**—ધર્મરાજ! પહેલો પાસો હું ફેંકું છું. બોલો, શી હારજીત?

**ધર્મરાજ**—ભાઇ! અમારી તમામ લક્ષ્મી હું શરતમાં રજૂ કરું છું.(દુર્યોધન પાસા ફેંકે છે ને તેની જીત થાય છે.)

**દુર્યોધન**—હારી ગયા. હવે તમો ફેંકો ને શરત રજૂ કરો.

**ધર્મરાજ**—આ વખતે અમારી ઘરેણાંની કુલ મિલકત રજૂ કરું છું. (ધર્મ ફેંકે છે ને તેમાં પણ હારી જાય છે.)

**દુર્યોધન**—ભાઇ! બીજી વખતે પણ આપ હારી ગયા. હવે?

**ભીમ**—(વચ્ચેજ) બસ કરો. ધર્મરાજ! જે ગયું તે ભલે ગયું, પણ હવે જે રહ્યું છે તેને રહેવા દો.

**અર્જુન**—વડીલશ્રી! હવે માફ કરો. આ કૌરવરાજ આજે આપણને બાવા બનાવી દેશે.

**યુધિષ્ઠિર**—ભાઇઓ! શરૂ કરેલી રમત પૂરીજ કરવી જોઇએ. પ્રભુઇચ્છા હશે તેમ થશે.

**શકુનિ**—બરાબર છે. સાચો ક્ષત્રી શરૂ કરેલી બાજી કદી પણ અધૂરી ન રાખે. કહો ધર્મરાજ! હવે આપની શી ઇચ્છા છે?

**ધર્મરાજ**—આ વખતે તમે સામા બેસો, હું પાસા ફેંકું છું. શરત પણ તમેજ રજૂ કરો.

**શકુનિ**—એમ નહિ. આ આપણો છેલ્લો પાસો છે, હું તે ફેંકું છું. શરતમાં કુલ રાજપાટ રજૂ કરું છું. કાં તો અમારું રાજ તમને મળે, ને કાં તો તમારું રાજ અમને મળે.

**યુધિષ્ઠિર**—કબૂલ છે. ફેંકો પાસા. (શકુનિ પાસા ફેંકે છે. તેમાં તે જીતે છે.)

**દુઃશાસન**—શાબાશ, મામાશ્રી શાબાશ.

**દુર્યોધન**—બસ, ઓ યુધિષ્ઠિર! આજથી આ તમારું તમામ રાજ અમારું છે. એક રાજા તરીકે હું તમને પાંચે ભાઈઓને આજ્ઞા કરું છું કે, તમારે તેર વરસ વનવાસ ભોગવવો.

**ભીમ**—જણાઈ ગઇ, ઓ પાપી દુર્યોધન! તારી પ્રપંચજાળ સમજાઇ ગઇ.

**દુઃશાસન**—ચૂપ કર, ઓ ભીમડા! હવે જો વધુ બોલીશ, તો મારા હાથથી ઠાર થવું પડશે.

**ભીમ**—ઓ દુઃશાસન! ભૂલ મા, ભૂલ મા, કેઃ-

"આ એજ પાંડવ જીવતા છે, ઝેર તેં દેવા છતાં,
આ એજ પાંડવ આ રહ્યા, લાખાગૃહે સળગ્યા છતાં;
ભ્રાતા તણી આજ્ઞા ન તેથી, ભીમ આ લાચાર છે,
તમ પાપીઓ સંહારવા, ભડવીર આ તૈયાર છે."

**યુધિષ્ઠિર**—સબૂર! ભીમદેવ, આપણી શક્તિનું આમ પ્રદર્શન કરવું તે યોગ્ય નથી. માટે ચાલો, વનવાસ માટે તૈયારી કરો.

(દુર્યોધન પ્રત્યે)—મહારાજા! અમો તમારી આજ્ઞાનુસાર કાલેજ રવાના થઇશું.

**દુર્યોધન**—પણ યાદ રાખજો કે, તેર વરસ દરમિયાન નજરે પણ ચડવાનું નથી, ચાલ્યા જાઓ.

(ક્રોધથી દાંત કચકચાવતા ભીમ સહિત પાંડવો જાય છે.)

(પાંડવો ગયા બાદ) મામાશ્રી! આજે મારું સળગતું હૃદય કંઈક શાંત થયું છે. હવે કચેરી બરખાસ્ત કરો.

(સર્વ કૌરવો જાય છે.)

**દૃશ્ય ૩ જું–સ્થળ–જંગલ**

**પાત્રો–વનવાસી પાંડવો**

(સાધુવેશમાં પાંચે પાંડવો જંગલમાં રહેલા છે.)

**અર્જુન**—વડીલશ્રી! આપની સુકોમળ કાયા દુર્બળ બની ગઈ છે. જે ધર્મરાજ સિંહાસન પર બેસવા માટે યોગ્ય છે, તે અત્યારે દર્ભાસને બિરાજે છે. જે ધર્મના માથા પર રાજછત્ર ઝૂકી રહેતું, એજ ધર્મે આજે આ વૃક્ષછત્ર માન્યું છે. ઓ પરમાત્મા! તેં આ બધો ન્યાય કઈ રીતે કર્યો છે! મોટાભાઈ! આપના શરીર સામું જોતાં અમારાં હૃદયો સળગી જાય છે! અહા, ઈશ્વર ન્યાયી છે કે અન્યાયી, તેજ સમજાતું નથી. ઓ પ્રભુ!

**ભીમ**—શું કરું? લાચાર છું કે, મોટાભાઈ આજ્ઞા નથી આપતા. નહિ તો એ તમામ પાપી કૌરવોનો એકજ ક્ષણમાં ભૂક્કા કરી નાખું.

**યુધિષ્ઠિર**—હરિ ૐ, હરિ ૐ. બંધુઓ! શા માટે કલ્પાંત કરો છો? પાપીને શિક્ષા કરનાર ઈશ્વર છે, આપણે નહિ; એની મહાન શક્તિથીજ આ જગતનું બધું તંત્ર ચાલે છે.

માટે એ બધું ભૂલી જાઓ ને આ કુદરતના ખોળામાં આનંદ કરો. ભક્તરાજ નકુલજી! એકાદ પ્રભુનો મહિમા સંભળાવો.

**નકુળ**—વડીલશ્રીની જેવી આજ્ઞા.

( રાગ–આશાવરી )

દો દિનનો વ્યાપાર, જગત એ દો દિનનો વ્યાપાર ટેક.
વેપારી એ પેઢીનો, સંચાલક જગદાધાર,
વાણોતર આ જગ છે એનું, સરવૈયાં એ જોનાર. જગત એ૦
થશે કમાણી જે પેઢીમાં, પુણ્ય અને શુભકાજ,
નોકર એ પેઢીનો અંતે, ભવસાગર તરનાર. જગત એ૦
ન્યાય થકી વે'પાર કરી લો, સ્વર્ગતણો અધિકાર,
'કેશવ' રાજી રહેશે જ્યારે, જોશે લાભ અપાર. જગત એ૦

**યુધિષ્ઠિર**—વાહ, વાહ! ભાઇઓ! ચાલો, હવે સંધ્યાનો સમય થયો છે.

( સર્વે જાય છે. )

## દૃશ્ય ૪ થું–સ્થળ કૌરવવાસ

પાત્રો–દુર્યોધન, દુઃશાસન, શકુનિ વગેરે

**દુર્યોધન**—દુઃશાસન! એ જંગલવાસી પાંડવોની શી ખબર છે?

**દુઃશાસન**—ભાઇશ્રી! છૂપો જાસૂસ સમાચાર લાવ્યો છે કે, એ લોકો જંગલમાં પણ લહેર કરે છે અને અહીં કરતાં પણ ત્યાં વધારે સુખી હોય, એમ જણાય છે.

**દુર્યોધન**—એ....મ. ઠીક છે, જોઉં છું. ઓ મામાશ્રી!

(શકુનિને) આપણે કાલેજ ત્યાં જઇએ અને માર મારી એ લોકોનાં હાડકાંનો ચૂરો કરી નાખીએ. પછી જોઉં છું કે, એ કેવા સુખી રહે છે!

**શકુનિ**—બરાબર છે, પણ મારી સલાહ એવી છે કે, આપણે અહીંથી જાત્રા કરવાના બહાને નીકળવું, એટલે લોકોમાં ચર્ચા થાય નહિ.

**દુર્યોધન**—વાહ, મામા! તમારી બુદ્ધિને ધન્ય છે. મામાશ્રી! ચાલો ત્યારે સર્વ તૈયારી કરીએ. (જાય છે.)

## દશ્ય ૫ મું–સ્થળ–જંગલનો રસ્તો

### પાત્રો—ગંધર્વો ને કૌરવો

(ગંધર્વરાજ ચિત્રગુપ્તની છાવણી પડેલી છે, ત્યાં થઇ કૌરવો નીકળે છે અને એનો ઠાઠ જોઇ અદેખો દુર્યોધન મનમાં સળગી ઊઠી ચિત્રગુપ્તને ક્રોધપૂર્વક મળે છે.)

**દુર્યોધન**—કોણ છે? કોણ છે આ કેસરીસિંહની ગુફામાં આવનાર શિયાળ? આ દુર્યોધન જેવા બળવાન ભૂપતિની ભૂમિમાં વગર રજાએ ઘૂસી જનાર એ નરાધમ! તું કોણ છે?

**ચિત્રગુપ્ત**—ઓ રાજન્! વિવેકની હદ ના છોડ. સિંહની ગુફામાં તો સિંહજ પ્રવેશી શકે છે એ યાદ રાખ. હું તો અત્યારે મુસાફર છું, તેથી તારી સાથે તોફાન કરવા માગતો નથી, નહિ તો તારા જેવા પાપીઓનો નાશ કરવા માટેજ સરજાયેલો આ ગંધર્વરાજા ચિત્રગુપ્ત છે, એ ભૂલતો ના.

**દુર્યોધન**—આ દુર્યોધનને છંછેડી શું તું મોત માગે છે?

**ચિત્રગુપ્ત**—(હસીને) નહિ, તારા જેવા કંઈકને ઠોકરે મારનાર આ ગંધર્વરાજ છે.

**દુર્યોધન**—હું કોણ? તું મને ઓળખે છે?

**ચિત્રગુપ્ત**—હા, બરાબર તને ઓળખું છું, સાંભળ-

"પાપી અને લંપટ પૂરો, કુ-કૃત્યનો કરનાર તું,
એ ધર્મમૂર્તિ પાંડવોને, દુઃખનો દેનાર તું;
ભૂ ભાર હલકો પાડવા, આજે તને હણનાર હું,
મેં ઓળખ્યો તુજને ખરો, કાયર તણો સરદાર તું."

**દુઃશાસન**—ચૂપ કર, ચાલ, પડ મેદાનમાં.

**ચિત્રગુપ્ત**—(પોતાના સૈનિકોને) સાવધાન, મારા શૂરાઓ, સાવધાન! (લડાઇ થાય છે ને બધા કૌરવો જમીનદોસ્ત થઇ જાય છે.)

**ચિત્રગુપ્ત**—મારા સેનાપતિ! હવે આ લોકને બાંધી, આપણી રાજધાનીમાં લઈ ચાલો ને આ મોંઘેરા મહેમાનોથી આપણું કેદખાનું ભરી દો.

**સેનાપતિ**—મહારાજની જેવી આજ્ઞા. (કૌરવોને બાંધી ચિત્રગુપ્તની છાવણી ઉપડે છે.)

## દૃશ્ય ૬ ઠું-સ્થળ-જંગલ

### પાત્રો-પાંડવો

(ભીમ સિવાય ચારે ભાઇઓ બેઠા છે, એવામાં ભીમ ખૂશ થતો પ્રવેશ કરે છે.)

**ભીમ**—ભાઇઓ! એક વધામણી લાવ્યો છું.

**અર્જુન**—કહો ભાઈ! શા સમાચાર છે?

**ભીમ**—ભાઈ! આજે મને બરાબર સમજાયું છે કે, પાપીને શિક્ષા કરનાર પ્રભુ છે તો ખરોજ.

**યુધિષ્ઠિર**—કહી દે, ભાઇ! જલદી કહી દે, શું છે? મને કંઇક વિપરીત ભાસે છે.

**ભીમ**—ભાઇશ્રી! વિપરીત નહિ, પણ શુભ છે. સાંભળો, કૌરવો આપણને આથી પણ વધારે હેરાન કરવા અહીં આવતા હતા. રસ્તામાં પ્રભુએ ચિત્રગુપ્તનો ભેટો કરાવ્યો. એ ચિત્રગુપ્ત તેમને મુસ્કેટાટ બાંધી પોતાને ત્યાં લઈ ગયો છે. કહો, કેવા રૂડા સમાચાર છે?

**યુધિષ્ઠિર**—હરિ, હરિ! બિચારા આપણા બંધુઓ કેદમાં અને આપણે અહીં સુખી રહીએ, એ કદી નહિ બને. ભાઇઓ! હું તમને એક કાર્ય સોંપું છું.

**ભીમ**—વડીલશ્રી! આપ આ શું બોલો છો? એ ભાઇ શેના? એ દુષ્ટોએ આપણને દુઃખી કરવામાં શું બાકી રાખ્યું છે? ભાઇશ્રી! આ વખતે આપ કૃપા કરી બેસી રહો. આજે એમના મોતે મરે છે તો મરવા દો.

**અર્જુન**—બરાબર છે, ભાઇશ્રી!

"એ કૌરવો છે જેલમાં, જે પાપથી ભરપૂર છે,
એ કૌરવો છે એજ, જે અભિમાનથી ચકચૂર છે;
આજે બધા એ પાપીઓ, નિજ મોતથી મરનાર છે,
મરતા ભલે, કરવો નથી, અપકાર પર ઉપકારને."

યુધિષ્ઠિર—અરે ભાઈ !

"ઉપકાર પર ઉપકાર કરવો, એ સદાએ સહેલ છે;
અપકાર પર ઉપકાર કરવો, એજ બહુ મુશ્કેલ છે;
પલવાર કરશો વાર તો, આ ભાઇની દુહાઇ છે,
આજે ગણાતા દુશ્મનો, આખર તમારા ભાઈ છે."

બંધુઓ, બંધુઓ ! (ગળગળા થઇને) લેશ પણ વાર કર્યા સિવાય જાઓ ને તમારી શક્તિ બરાબર અજમાવો. હું તમારી સાથેજ આવું છું, પણ જાહેર નહિ થાઉં. તમારી કસોટી માટેજ મારું આવવું થાય છે, એ સૌ યાદ રાખજો. વળી એટલું તો સમજીજ લેવું, કે જ્યારે તે આપણી સામા આવે, ત્યારે તે સો ને આપણે પાંચ છીએ; પણ કોઇ બીજાજ શત્રુ સામે તો આપણે કુલ એકસો ને પાંચ છીએ, માટે જાઓ ભાઇઓ ! પ્રાણની પણ પરવા ન કરશો.

અર્જુન—મોટાભાઇની જેવી ઇચ્છા. (પાંડવો જાય છે.)

## દૃશ્ય ૭ મું-સ્થળ-ચિત્રગુપ્તની રાજધાની

### પાત્રો—ગાંધર્વ, કૌરવો ને પાંડવો

(જેલ પાસે આવીને મગરૂબ ચિત્રગુપ્ત દુર્યોધન આદિ કેદી કૌરવોને સતાવે છે.)

ચિત્રગુપ્ત—કેમ છો, કૌરવરાજ ! આપની તાકાતનું માપ લઈ લીધુંને ?

દુર્યોધન—(જેલમાંજ) રહેવા દે. ઓ ગંધર્વરાજ ! પિંજરે પડેલા કેસરીને છંછેડવો રહેવા દે.

ચિત્રગુપ્ત—વાહરે વાહ ! સાચા કેસરી આમ પિંજરાંજ શોભાવે !

દુર્યોધન—નાદાન ! તું નક્કી ધારજે કે, આ પિંજરામાં પુરાયેલો કેસરી એક દિન તારો જાન લેશે.

ચિત્રગુપ્ત—તે પહેલાં મારાજ હાથે તારે ગરદન મરવું પડશે.

( ચાર પાંડવો ભીમ, અર્જુન, સહદેવ અને નકુળ એકાએક પ્રવેશે છે. )

ભીમ—કોણ છે ? કોણ છે ? એ કૌરવરાજને ગરદન મારનાર એ રાજન ! એમને જલદી છોડી દે.

ચિત્રગુપ્ત—કદી નહિ બને.

અર્જુન—મોતને શરણ થવું પડશે.

ચિત્રગુપ્ત—તમારા જેવા ભિખારીઓથી શું થઇ શકનાર છે !

ભીમ—તું મેદાનમાં પડ એટલીજ વાર છે.

ચિત્રગુપ્ત—થાઓ તૈયાર.

( યુદ્ધ થાય છે, ચિત્રગુપ્ત હારે છે અને પાંડવોનો બંદીવાન થાય છે. પાંડવો, કૌરવોને છૂટા કરે છે ને યુધિષ્ઠિર તરતજ પ્રવેશે છે. )

યુધિષ્ઠિર—શાબાશ, મારા એકલોહિયા બાંધવો ! શાબાશ.

ચિત્રગુપ્ત—આપ કોણ ?

યુધિષ્ઠિર—આ અમારા કૌરવ બંધુઓના, એમની દૃષ્ટિએ ગણાતા શત્રુ પાંડવો.

ચિત્રગુપ્ત—અને આપ ધર્મરાજ પોતે ?

યુધિષ્ઠિર—જી હા, એજ હું યુધિષ્ઠિર. ( ભીમને ) ભાઇ ! ચિત્રગુપ્તને બંધનમુક્ત કરો. ( છોડે છે. )

ચિત્રગુપ્ત—માફ કરો. મેં આપને ખૂબ તકલીફ આપી: ( કૌરવોને ) જો, અભિમાની દુર્યોધન ! જો, સારાપણું અને ખરાબપણું, એ બેનો ભેદ તારી સગી આંખેજ જોઇ લે. ( કૌરવો શરમાઇ જઇ નીચું જોઇ જાય છે. )

આહા ! જો આખું જગત આ રીતે સંપીલું અને નિર્માની બને તો સ્વર્ગ અહીંજ ખડું થાય.

સર્વે— રાગ ભૈરવી

સંપથી સુખ તણો નહિ પાર,
બને દોર[1] બળવાનો જ્યારે, ઝાઝા મળશે તાર,[2]
બંધુ, તાળી જો પડશે ત્યારે, ભુજા બેય મળનાર. સંપથી૦...
ઉદ્યમ, આબાદી, ધન, સૌએ, એનાથી વધનાર,
ઉન્નત દેખાતા સૌ દેશો, સંપ થકી વખણાય. સંપથી૦...
નીતિ અને સંપથી ખીલવો, જીવન આ નિર્ધાર,
સંપ તણો શુભ ગુણ સર્વને, સ્વર્ગ સુખ દેનાર. સંપથી૦...

( 'ગુજરાત શાળાપત્ર'ના એક અંકમાંથી )



---

૧ દોરડું. ૨ તાંતણા

# ૭—કાબુલના કારાગૃહમાં પૃથ્વીરાજ

(લેખકઃ-શ્રી. કેશવલાલ નરભેરામ મોદી)

પાત્રો

પૃથ્વીરાજ ચૌહાણ—દિલ્હી અને અજમેરનો રાજા
ચંદ બારોટ—મહાકવિ
શાહબુદ્દીન ઘોરી—ઘોર પ્રાંતનો સુલતાન ઈ. સ. ૧૧૬૨.
અખ્તર—સિપાઇ

(સંધ્યાનો વખત છે. સુલતાનના કિલ્લામાં પૃથ્વીરાજ કેદ પકડાયેલો છે. ઉંમરપિસ્તાળીસ વર્ષની છે, છતાં શરીરમાં શૌર્ય જણાય છે. ચહેરા ઉપર તેજ ઝળકી રહ્યું છે. હાથપગ સાંકળો-થી જકડાયેલા છે. દાઢી ઉપર વાળ બહુ ઊગ્યા છે. કપડાં મેલાં થઈ ગયાં છે. પાયજામા ઉપર લોહીના ડાઘા પડ્યા છે. પગમાં જૂના જોડા પહેર્યા છે, આંખો બંધ છે.

પાસે ચંદ બારોટ બેઠો છે, તેની ઉંમર લગભગ પૃથ્વી-રાજ જેટલીજ છે. મુખકાંતિ દુઃખદાયક દેખાય છે. પૃથ્વીરાજની સામે કરુણાજનક નજરે તાકી રહ્યો છે. પૃથ્વીરાજને આંખોની વેદના થવાથી દુઃખભરેલા શબ્દો બોલે છે. બોલવાથી—હાથપગ હાલવાથી સાંકળનો અવાજ થાય છે.)

પૃથ્વીરાજ—હું પૃથ્વીરાજ ચૌહાણ! ભારતવર્ષની આંખો સમાન, હું પોતેજ આંખ વગરનો!

"કોણ કહે છે, કોણ કહે છે, જીવનમાં રંગ બદલાતા નથી!

કોણ કહે છે, ભૂપાલ કેરાં ભાગ્ય પલટાતાં નથી!"

**ચંદ**—અન્નદાતા! પૃથ્વીપતિ!

**પૃથ્વીરાજ**—કોણ છે? સુલતાનના તુરંગમાં પૃથ્વીપતિ સંબોધન કરનાર કોણ છે?

**ચંદ**—આપનો વફાદાર સેવક ચંદ. મહારાજ! આપની આ સ્થિતિ!

**પૃથ્વીરાજ**—ન પૂછો! કંઇ ન પૂછો! જે પૃથ્વીરાજને પૃથ્વીરાજ તરીકે ન રહેવા દીધો, તેની વાત ન પૂછો! ઘણી મુશ્કેલીએ આ દુ:ખ વિસારે પાડી શક્યો છું. વાઘના પંજાથી પણ અધિક દુ:ખ થાય છે.

**ચંદ**—( દુ:ખી થઇ ) મહારાજ! આપના શરીરમાંથી શૌર્યનો પરસેવો બહેક મારી રહ્યો હતો, તે આટલું નિસ્તેજ! શું ઘોરના આદમી આટલા બધા નિષ્ઠુર કે એક શક્તિશાળી રાજાને પશુત્વ!

**પૃથ્વીરાજ**—પશુત્વ? ચંદ, એ વખતે તમે હોત તો જરૂર તમને ધ્રુજારી ઉત્પન્ન થાત. પૃથ્વીરાજના શરીર પર આટલા અત્યાચાર દેખનારી પૃથ્વી માતા, વસુંધરા માતા, મતા નહિ પણ પિશાચિની છે.

**ચંદ**—મહારાજ!

**પૃથ્વીરાજ**—અને આ હવા! જે શરીરને સુખ આપતી હતી, તે આ વખતે પાપિણી!

**ચંદ**—આવો ઉન્માદ?

**પૃથ્વીરાજ**—ઉન્માદ ! છાના રહો ચંદ ! એક ભયંકર રાતે ચાર આદમી હાથમાં સળગતી મસાલો અને ઘોરીને સરદાર હાથમાં ચળકતા છરો લઇ આવ્યા અને તે બોલવા લાગ્યો કે, હે પૃથ્વીરાજ ! તારી આંખો કાઢી નાખવામાં આવશે.

**ચંદ**—એટલી ધૃષ્ટતા !

**પૃથ્વીરાજ**—મેં કહ્યું કે કેદ કરીને આટલો જુલમ ? તલવારથી મારા ટુકડા કરો, પણ એક રાજાની ઇજ્જતને આટલી હદ સુધી લઈ ન જાઓ. એટલે સરદારે કહ્યું કે, ચૂપ રહો.

**ચંદ**—શું ચૂપ રહેવાનું કહ્યું ?

**પૃથ્વીરાજ**—દિલ્હી અને અજમેરના ધણીને આ શબ્દ સાંભળવો પડ્યો.

**ચંદ**—અરે ભગવાન ! પૃથ્વીરાજ ચૌહાણની આ દશા ?

**પૃથ્વીરાજ**—ત્યાર પછી મને સાંકળથી બાંધેલ સ્થિતિમાં પકડી રાખ્યો. જીવનમાં પહેલીજ વખત મારી આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં.

**ચંદ**—મહારાજ ! આપનું ગળું સુકાઈ ગયું છે, પાણી પીઓ.

**પૃથ્વીરાજ**—પછી સળગતી મસાલો મારી સામે ધરવામાં આવી.

**ચંદ**—હવે આગળ ન બોલો, મહારાજ ! હું સાંભળી શકતો નથી.

**પૃથ્વીરાજ**—એક ક્ષણ પછી આંખોમાં છરો મારી આંખો બહાર કાઢી, સળગી......

ચંદ—હવે નથી સાંભળી જતી આ ભયંકર વાત!

પૃથ્વીરાજ—ઠીક, ન સાંભળો! જે આંખોમાં સંયુક્તાની મૂર્તિ દેખાતી હતી, જે આંખોમાં સૌંદર્ય-સુધા-પાનની માદકતા હતી, તે આંખો હવે રહી નથી.

ચંદ—જે આંખોથી ધાતકી રાજાઓને હરાવી દીધા, જે આંખોથી લડાઇના મેદાનમાં લોહી વરસાવ્યું, તે આંખો?

પૃથ્વીરાજ—તે આંખો? તે આંખો તો જયચંદના વિશ્વાસઘાતમાં જતી રહી. હવે આ શરીર પૃથ્વીરાજ ચૌહાણ નથી.

ચંદ—મહારાજ!........

પૃથ્વીરાજ—બસ, બસ! હવે મને મહારાજ કહીને ન બોલાવો. હાલમાં હું એક સુલતાનનો કેદી છું. (એમ કહી જોરથી સાંકળ ખખડાવે છે.)

ચંદ—મારે માટે તો નહિ! આપનું શરીર ભલે કેદી રહ્યું, પણ આત્મા તો કેદી નથી. એ પૃથ્વીરાજ ચૌહાણ છે. વનરાજ પીંજરામાં હોય છતાં વનરાજ કહેવાય છે.

"હાર્યા તમે છો પણ તમારો આત્મા હાર્યો નથી,
ફરીથી તે જન્મ લેશે, જીવાત્મા હાર્યો નથી."

પૃથ્વીરાજ—વનરાજને વનરાજ રાખવા માગતા હો તો કાઢો તમારી તલવાર અને ચલાવો મારા શિર ઉપર. આ પ્રાણ હવે જીવવા માગતો નથી. લોહી પાઇને તૃપ્ત કરો તમારી તલવારને.

ચંદ—તલવાર તો મહારાજ ઘોરીના હુકમથી દરવાનને સોંપવામાં આવી.

પૃથ્વીરાજ—(ગુસ્સે થઇ) તલવાર સોંપી, પણ હાથ! હાથ તો નથી કાપી લીધાને? નીચ ચંદ! તું પ્રાણહીન થઇ મારી પાસે આવ્યો છે. નથી જાણતો કે વીરોનો પ્રાણ છે એક તલવાર................

ચંદ—જાણું છું મહારાજ! પણ સુલતાનનો હુકમ એટલે...........

પૃથ્વીરાજ—સુલતાનનો હુકમ? ઘોરીનો હુકમ? અને તમે તે હુકમના સેવક છો?

ચંદ—નહિ! નહિ!! (કમરેથી કટાર કાઢી) મારા આત્માથી વહાલી આ કટાર છાતીમાં છુપાવી રાખી છે ને તેનાથી આપનું કામ હું કરી શકીશ.

પૃથ્વીરાજ—પ્યારા ચંદ, કવિ, મિત્ર, વહાલા, ક્યાં છે તમારું માથું? હું ચુંબન કરું.

ચંદ—મહારાજ, શાંત થાઓ. આ સ્થિતિમાં આપને હું નથી દેખી શકતો.

પૃથ્વીરાજ—જલદી કરો, જલદી કરો, મારા ચંદ, મારા મિત્ર, મારા કવિ..........

ચંદ—મહારાજ! વાર નહિ લગાડું. (પૃથ્વીરાજના અંગને ચુંબન કરે છે.) આ કટાર મારા શરીરમાં ભોંકી તરતજ આપના શરીરમાં ભોંકી દઈશ. (કટાર કાઢી કટારને ચુંબન કરે છે.)

પૃથ્વીરાજ—તેમ નહિ ચંદ, ફક્ત મારા શરીર ઉપરજ..

(તેવામાં શાહબુદ્દીન ઘોરી કમરે તલવાર રાખી લશ્કરી પોશાકમાં આવી પહોંચે છે.)

શાહબુદ્દીન ઘોરી—વાહ વફાદાર સરદાર ચંદ! આપના માલિકની આવી સ્થિતિ દેખવા લાયક ચંદ! માગો કંઈ ઇનામ. (ચંદ બોલતો નથી) કેમ? માગો! માગો! હમણાં તો અંધાના પગને ચુંબન કરતા હતા. (મજાકમાં) કેમ, આંખોને ચુંબન નથી કરતા? કેટલી ખૂબસૂરત આંખો છે?

ચંદ—ખૂબસૂરત? આ સિંહની આંખો હવે તો તેના દિલમાં જઈ વસી છે.

ઘોરી—દિલમાં આંખો છે? હે પૃથ્વીરાજ! તું કઇ આંખોથી મને દેખે છે?

પૃથ્વીરાજ—ઘોરી! હવે તું દેખવા માટે લાયક નથી. હું દેખી શકતો નથી, પણ જો દેખતો હોઉં, તોપણ તું દેખવા લાયક નથી. તને હવે હું શું જોઉં? જોયો હતો મારા તીરથી તારી ટોપી ઉડાડી તે વખતે, જોયો હતો તું મારી નજરથી ચોરની માફક નાઠો હતો તે વખતે.

ઘોરી—તારું તીર તો કંઇ કરી શક્યું નહિ, પણ મારા તીરથી તારી આંખો ગઈ, મારા તીરથી..........

ચંદ—(વચ્ચેથી) સુલતાન! પૃથ્વીરાજનું તીર તો અવાજ સાંભળીને પણ આબાદ ચોંટે છે.

ઘોરી—દેખતો હશે તે વખતે અવાજથી મારતો હશે,

પણ હવે તો તે આંધળો છે !

ચંદ—અવાજથી તીર મારવામાં આંખોની તો જરૂરજ રહેતી નથી.

ઘોરી—(આશ્ચર્ય થઇ) સત્ય છે?

ચંદ—બિલકુલ સત્ય છે. આવતી કાલે આ અંધ પૃથ્વીરાજનો તમાસો દેખાડીશ. તેજ મારું ઇનામ છે સુલતાન!

ઘોરી—(પૃથ્વીરાજ સામું જોઈ) શાબાશ કેદી!(ચંદ સામું) સારુ, ચંદ! કાલે આ અંધાની તીરંદાજી જોઇ શકીશ. ચંદ, હવે તમે જાઓ, કેદીને મળવાનો વખત પૂરો થયો છે.

ચંદ—સુલતાન! જવાનો હુકમ આપવાનું કામ છે સિપાઇનું, આપનું નહિ.

ઘોરી—તમે મને સિપાઈજ સમજો.

ચંદ—ઠીક, હું જાઉં છું. મહારાજ! પૃથ્વીરાજ! પ્રણામ કરું છું.

ઘોરી—('મહા' ઉપર ભાર દઈ, મહારાજ! અહાહાહા! કેદી અવસ્થામાં).

(ચંદની સાથે ઘોરી જાય છે. પૃથ્વીરાજ શાંત ચિત્તે બેસી રહે છે.)

("ગુજરાતી શાળાપત્ર"ના એક અંકમાંથી)



# ૮—અજબ ચોર

(લેખકઃ—શ્રી. દીનુભાઇ જોષી)

કાઠિયાવાડમાં એક વખત મોટો દુકાળ પડ્યો. લોકો દાણા વગર ભૂખે મરવા લાગ્યા. બિચારાં ઢોર ઘાસ વગર મરવા મંડયાં.

નાનું એવું રાજ્ય. દરબારે ખેડૂતોને તગાવી ને દાણા આપવા શરૂ કર્યા.

ગામમાં એક કોળી રહે. ચાર–પાંચ છોકરાં ને બે જણ પોતે. ઘરમાં ખાવા દાણા ન મળે. છોકરાં રોટલા વગર ભૂખે તરફડે. બે જણાં પોતે ભૂખ્યાં રહે અને છોકરાંને ખવરાવે. છેવટે છોકરાંને ખવરાવવા જેવું યે કાંઈ ન રહ્યું.

કોળણ કહેઃ "દરબાર પાસે જાઓ, તે દાણા આપશે."

કોળી તો દરબાર પાસે ગયો. દરબારે પૂછ્યું: "તમે ખેડૂત છો? અમારી જમીન ખેડો છો?"

"ના, બાપુ! હું ખેડુ નથી; પણ મારાં છોકરાં ભૂખે મરે છે. આવતે વરસે હું દોઢા દાણા પાછા આપીશ. મહેરબાની કરો તો સારું."

દરબારે તો ચોખ્ખી ના પાડી. "અમે તો અમારા ખેડૂતને તગાવી આપીએ છીએ, ઉભડને નથી આપતા."

કોળી બિચારો વીલે મોઢે પાછો ફર્યો. "હવે શું કરવું!

છોકરાંનું દુઃખ નથી જોવાતું."

છેવટે ભૂખે મરતા કોળીએ દરબારી કોઠારમાં ચોરી કરવાનો વિચાર કર્યો.

પોતાના ઘરમાંથી તેણે દરબારી કોઠાર સુધી એક ભોંયરું ખોદ્યું. બેઠાં બેઠાં ચાલી શકાય એવું એ ભોંયરું.

કોઠારનું તળિયું છોબંધ. કોશ મારીને એમાં એક કાણું પાડ્યું. દડદડ દડદડ દાણા પડ્યા. ઘણે દિવસે દાણાનું મોં જોઇને બિચારો કોળી રાજી થયો. આડો ડૂચો ભરાવીને કાણું પાછું બંધ કરી દીધું. પછી રાજી થતો થતો એ કોળણ પાસે આવ્યો.

પછી એક કોથળી કરી. બરાબર દશ શેરના માપની. પછી રોજ રાતે એ ભોંયરામાં જાય ને એક કોથળી ભરીને દાણા લાવે. છોકરાં રોટલા ભેગાં થયાં. ઝાઝા દાણા કાઢે તો ઉપર ખાડો પડે ને કોઇને ખબર પડી જાય; એટલે રોજ એ ફક્ત દશ શેરજ દાણા લાવે.

કોળીએ તો આમ વરસ કાઢી નાખ્યું. કોઇને ખબર પણ ન પડી કે એ દાણા ક્યાંથી કાઢે છે!

કાળવરસ પૂરું થયું ને બીજું ચોમાસું આવ્યું. વરસાદ બહુ સારો થયો. વરસ બહુ સારું પાક્યું. કોળી ને કોળણ મજૂરીએ વળગી ગયાં. છોકરાંય મજૂરીએ વળગ્યાં. મજૂરી પણ સારી ચાલી. ખૂબ દાણા આવ્યા. એક દિવસ બે ગાડાં દાણાનાં ભરીને કોળી દરબારગઢમાં આવ્યો. દરબાર સામે

રામ રામ કરીને એ ઊભો રહ્યો.

"કેમ આવ્યા છો?" દરબારે પૂછ્યું.

"બાપુ! તમારા દાણા ખાધા છે. દોઢા ગણીને પાછા આપવા આવ્યો છું."

દરબારની આંખ રાતી થઇ. "આને તો મેં ના પાડી હતી ને કોણે દાણા આપ્યા?" દરબાર વિચારવા લાગ્યા.

કામદારને બોલાવ્યો ને પૂછ્યું, "તમે આને કેટલા દાણા આપ્યા છે?"

"ના બાપુ, એને મેં દાણા નથી આપ્યા." કામદારે કહ્યું.

"ત્યારે એને દાણા આપ્યા કોણે?"

બે હાથ જોડીને કોળીએ કહ્યું: "બાપુ! મને કોઇએ દાણા નથી આપ્યા. મેં આપની ચોરી કરી છે. ભૂખે મરતો હતો. છોકરાં રોટલા વગર ટળવળતાં હતાં. મેં મારા ઘરમાંથી કોઠાર સુધી ભોંયરું ખોદીને કોઠારમાંથી દાણા લીધા. રોજ દશ શેર કાઢતો. આમ વરસ પૂરું કર્યું. આ વરસે સારું ફાવ્યું, એટલે આપના દાણા પાછા આપવા આવ્યો છું."

દરબારે મોંમાં આંગળી ઘાલી, "આ તે ચોર કે શાહુકાર! એણે દાણા ચોર્યા એની કોઇને ખબર નથી. અરે, ખબર પડે એમ પણ ન હતું. એણે છાનું રાખ્યું હોત તો કોઇ જાણે તેમ ન હતું. છતાં આ કોળી પોતાની મેળેજ દાણા આપવા આવ્યો! ધન્ય છે એને! આનું નામ પ્રામાણિકતા!

આને ચોર કેમ કહેવો ?"

દરબાર રાજી થયા. એમણે કોળીને કહ્યું: "ભાઈ! તારા ઉપર હું રાજી થયો છું. તેં ભૂખે મરતાં ચોરી કરી. ચોરી ન કરવી પડે માટે દાણા માગવા પણ આવ્યો. મેં ન આપ્યા.

"તારી ચોરીની વાત કોઈ જાણતું ન હતું ને જાણી પણ શકત નહિ; છતાં તું તારી મેળે દોઢા કરીને આપવા આવ્યો, એ તારી સચ્ચાઇ છે. તારા જેવો પ્રામાણિક કોળી મેં આજેજ જોયો. જા, તારા દાણા હું તને પાછા આપું છું, લઇ જા."

તરતજ દરબારે કામદારને કહ્યું: "આને સારામાં સારી જમીન-વાડી આપો ને આપણો ખેડૂત બનાવો. બળદની એક જોડ અપાવો. આવા પ્રામાણિક માણસને દુઃખી થવા દેવો ન જોઇએ."

પેલાં ગાડાં લઇને કોળી ઘેર આવ્યો. કોળણ ને છોકરાં રાજી થયાં.

હવે તો કોળી ખેડૂત થયો છે. ખેતી કરે છે. બે-ચાર સારાં વરસ આવી ગયાં ને તે ખાતોપીતો થઈ ગયો છે. કોળી ને કોળણ હવે તો સુખી છે.

('બાલમિત્ર' ના એક અંકમાંથી)



# ૯—વીર રાણી

( લેખકઃ—શ્રી. કસનજી મણિભાઇ દેસાઇ )

## પહેલું દૃશ્ય

( બલ્લારીના કિલ્લાનો અંદરનો મહેલ. વિધવા રાણી અને સભાસદો. )

**મલબાઈ**—પુત્રો ! તમે સૌ તૈયાર થઈ જાઓ. બલ્લારી ફક્ત મારુંજ નથી, તમારું સર્વનું છે. બલ્લારીની સ્વતંત્રતા મેળવવાનો તમારો જન્મસિદ્ધ અધિકાર છે. શું તમે એને મરાઠાને સોંપી દેશો ?

**પ્રધાન**—પરંતુ માતા ! શિવાજી ઘણો પરાક્રમી વીર....

**મલબાઈ**—માનું છું; પરંતુ શું આપણા પુત્રો કોઇનાથી ઊતરે એમ છે ? શિવાજી મનુષ્ય છે, તમે પણ સૌ મનુષ્ય છો; શિવાજી યુદ્ધ કરવામાં ચાલાક છે, તો તમે પણ હોશિયાર છો; શિવાજી વીર છે, તમે બધા પણ વીર છો. તમે બધા એકજ ભગવાનનાં સંતાન છો. કોણ નાનું અને કોણ મોટું ? સામનો થયા પહેલાં એ કોણ કહી શકે એમ છે ?

**પ્રધાન**—સત્ય છે માતા ! પરંતુ સેના, ધન અને હથિયાર, એ સર્વમાં શિવાજી ચડિયાતો છે.

**મલબાઈ**—દુશ્મનોની ફોજ અને હથિયારોના ડરથી દેશને પરાધીન થવા દેવો એ કાયરનું કામ છે. તમને એ શોભતું નથી. મંત્રી !

**મંત્રી**—આજ્ઞા આપો મહારાણી !

**મલબાઇ**—આજેજ દાંડી પિટાવી દો કે, રાણી મલબાઇ શિવાજી સાથે યુદ્ધ કરવા જાતે તૈયાર છે. ડરની વાત નથી. જે લોકોને સ્ત્રી–પુરુષો અને ઘરબાર વહાલાં હોય, તે પોતાના ઘરમાં જઇ ભરાઇ રહે.

જેઓ વીર હોય તે પોતાનાં હથિયારો લઇને નીકળી આવે. બલ્લારીના પુત્રો ડરપોક નથી. તે પોતાના દેશ ઉપર પ્રેમ રાખે છે. તે પોતાના દેશને માટે પ્રાણ આપવા હમેશાં તૈયાર છે.

મોત ! એ તો સ્વાભાવિક છે. સઘળાને એક દિવસ મરવાનું તો છેજ; પરંતુ મસ્તક ઊંચું રાખી, હસતાં હસતાં ગૌરવપૂર્ણ મોતને ગળે લગાડવું એ બહાદુરોની શોભા છે. એમણેજ હમેશાં પોતાના દેશનાં માન–મર્યાદાની રક્ષા કરવાને માટે આગળ વધીને લડાઇના મેદાનમાં પોતાના પ્રાણ આપ્યા છે. આવું મોત એજ એમની અમર કીર્તિનો વિજયસ્થંભ છે.

વીરો ! દેશની સ્વતંત્રતાનું રક્ષણ કરવા માટે આગળ વધો. એક આદમી પોતાનામાં દસ આદમીઓની તાકાત અને હિંમત ભરી લે. એમ થવાથીજ બલ્લારીની સેનાની તાકાત દસગણી વધી જશે.

**બધા**—જય ! રાણી મલબાઈ દેસાઇણની જય !

## બીજું દશ્ય

(બલ્લારીનું યુદ્ધક્ષેત્ર. લડાઈની છાવણી. ૨૭ દિવસની લાગલાગટ લડાઈ બાદ રાણી મલબાઇ, સેનાપતિ વિજય અને બીજા સૈનિકો)

**મલબાઇ**—વિજયરાયજી !

**વિજય**—આજ્ઞા દો માતા !

**મલબાઇ**—જણાય છે કે આ યુદ્ધમાં આપણો વિજય થશે નહિ. જીવસટોસટનું આપણું લડવું કદાચ વ્યર્થ જશે એમ લાગે છે.

**વિજય**—માતા! પ્રાણ આપવો એ કદી વ્યર્થ જતો નથી. મનુષ્યના જીવનમાં હાર અને જીત તો થતીજ રહે છે. તેને માટે શોક કરવાથી શો લાભ? પરંતુ ભગવાન જો એવો દિવસ દેખાડે.......

**મલબાઇ**—સેનાપતિજી! તમે દેશને માટે તન, મન, ધન અર્પી વીરતાપૂર્વક લડાઇમાં ભાગ લઇ મને પૂરતી મદદ કરી છે. બલ્લારીને તમે હમેશને માટે આભારી બનાવ્યું છે; પરંતુ રક્ષણ ન થઇ શકયું. આ સત્તાવીસ દિવસની લડાઇમાં ઘણાંય ઘરો સ્મશાનના રૂપમાં બદલાઈ ગયાં છે. પાછળ રડનારું પણ કોઇ રહ્યું નથી!

**સર્વ**—માતા! અમે હજી જે બચ્યા છીએ, તે બધા ભેગા થઇ એક વાર આખરી કોશિશ કરી જોઇએ. નવેસરથી લડાઇને માટે તૈયારી કરી લડી જોઇએ.

(શિવાજીના સેનાપતિનો પ્રવેશ)

**સેનાપતિ**—હવે લડવાની જરૂર નહિ પડે.

**મલબાઇ**—કેમ?

**સેનાપતિ**—તમે અમારાં કેદી છો.

**મલબાઇ**—શું? એક સાધારણ સિપાઇની આટલી હિંમત! તું મલબાઈનો ઠઠ્ઠો કરવાની હિંમત કરે છે!

(વિજયરાયજી હથિયાર ઉઠાવે છે. સેનાપતિ પોતાનાં હથિયારથી રોકી દે છે.)

**મલબાઇ**—સૈનિકો !

( રાણી રણભેરી વગાડે છે. )

**સેનાપતિ**—એ કોશિશ નકામી છે. આ વખતે તમારા બધા સિપાઇઓ મરાઠી તંબૂમાં કેદ છે. હવે તમારો વારો આવ્યો છે.

**મલબાઇ**—( જંજીર લઇ, સેનાપતિ જેવો આગળ વધે છે, તે વખતે )–હોશિયાર ! એક કદમ પણ આગળ વધ્યો તો........

( શંભાજીનો પ્રવેશ )

**શંભાજી**—ડરવાની જરૂર નથી. શત્રુ હોવા છતાં પણ મરાઠાઓ સ્ત્રીના શરીરને હાથ લગાડતા નથી. ચાલો, તમારે મહારાજ શિવાજીના તંબૂ સુધી ચાલવાની તકલીફ લેવી પડશે. મહારાજ તમને મળવાને માટે રાહ જોઇ રહ્યા છે.

## ત્રીજું દૃશ્ય

( મરાઠાના તંબૂઓ. શિવાજી પોતાના સરદારો સાથે બેઠા છે. )

**શિવાજી**—ખરેખર ! બલ્લારી બહાદુર છે ! ભારતવિજયી મરાઠાઓની તાકાતથી પણ તે નથી ડર્યું. મા ! મા ! મારી મા ! જગતના ઇતિહાસમાં જો શિવાજીનું નામ રહેશે તો તેની સાથેજ જનની જીજાબાઇ ! તારું પવિત્ર નામ પણ સુવર્ણ અક્ષરોમાં રહેશે.

( શંભાજી મલબાઇને લઇને આવે છે. )

**શંભાજી**—પિતાજી ! આ રહી આપની કેદી મહારાણી

મલબાઇ દેસાઇણ!

**શિવાજી**—(સિંહાસનથી ઊઠીને)—શંભાજી! સેનાપતિઓ! તમે બધા એને વંદન કરો. બલ્લારીની વીર માતા! બાળક શિવાજીના પુત્રવત્ પ્રણામ સ્વીકારી કૃતાર્થ કરો.

**મલબાઇ**—આ મશ્કરીની શી મતલબ છે મહારાષ્ટ્રવીર?

**શિવાજી**—માતા! લડાઇમાં તમે હાર ખાધી છે ખરી, પરંતુ સ્વતંત્રતાના રક્ષણ માટે નાનકડા બલ્લારીના વીર સંતાનોએ પ્રાણ હથેલી પર રાખી જેવી કોશિશ કરી છે, તેવી મેં મારા જીવનમાં કદી જોઈ નથી. બલ્લારીઓની અપૂર્વ વીરતા ઉપર હું આફરીન છું.

**મલબાઇ**—મહારાષ્ટ્ર વીર! તમે છત્રપતિ મહારાજ છો. બલ્લારી નાનકડું હોવા છતાં તેની હું મહારાણી છું. તમે સ્વતંત્ર છો. થોડી ક્ષણ પહેલાં હું પણ સ્વતંત્ર હતી. મારી તાકાત થોડી હોવાથી હું હારી છું; પરંતુ એને માટે મને શરમ નથી; કારણ કે મારી સર્વ શક્તિ વાપરીને મેં યુદ્ધ કર્યું છે. દુર્ભાગ્યથી હું લડાઇમાં કામ આવી શકી નથી; તેથી આજે શત્રુઓના હાથમાં મારી જાતને મારે સોંપી દેવી પડી છે. મને મારી નાખી આ અપમાનમાંથી મુક્ત કરશો એવી મારી આપને વિનંતિ છે.

**શિવાજી**—મરાઠા તમારા શત્રુ નથી, માતા! મરાઠા આપના પુત્ર છે. તમે તેમની માતા છો. મારી મા જીજાબાઇને ગુમાવીને હું માતૃહીન થઇ ગયો છું. તેથી તમારા પુત્ર આ શિવને તમારી ગોદમાં જગા આપો. માતા જીજાબાઇની

પેઠેજ તમે તેજસ્વી છો. તમે ખરેખર વીર નારી છો. સ્વતંત્રતા તમને અતિ પ્રિય છે. તમે તમારા દેશ ઉપર રાજ્ય કરો અને તમારા અપરાધી પુત્રોને ક્ષમા કરો. માતા! મને આશીર્વાદ આપો.

**મલબાઈ**—તમે ખરેખરજ છત્રપતિ શિવાજી મહારાજ છો! મરાઠા જાતિ ઘણી ભાગ્યશાળી છે કે જેણે આવો વીર મેળવ્યો છે! તમે હિંદુઓનું ગૌરવ છો! જો કે અમારા બલ્લારીની સ્વતંત્રતા છીનવી લેવામાં આવી છે, છતાં જેણે વિદેશીઓના હાથમાંથી ભારતની સ્વતંત્રતાનું રક્ષણ કરવાનું બીડું ઉઠાવ્યું છે; જેણે અમારા દેશનું મુખ ઉજ્જવળ રાખ્યું છે—બલ્લારીની શક્તિ તેને સહાયતા કરવાને કદી પણ પાછી પડશે નહિ.

**શિવાજી**—આશીર્વાદ દો માતા, કે હું તમારાં વચનો અનુસાર કામ કરી શકું! છિન્નભિન્ન થયેલા ભારતને ફરી એક કરી શકું.

**સર્વ**—જય! શિવાજી મહારાજની જય!

**શિવાજી**—( રોકીને )-નહિ, નહિ, નહિ! કહો, બલ્લારીભવાની મલબાઇ માતાની જય!

બલ્લારીભવાની મલબાઇ માતાની જય!

( પડદો પડે છે. )

---

# ૧૦—કવિની કદર

(લેખકઃ—શ્રી. રમણલાલ ના. શાહ)

અરબસ્તાનના એક રાજાની પાસે એક વાર એક કવિ ગયો. રાજાના માનમાં રચેલું એક સ્તુતિકાવ્ય વાંચી સંભળાવ્યું.

રાજા ખુશી થયો. કવિની કદર કરવાનો મનસૂબો કરી કવિનેજ પૂછ્યું: "આ કાવ્ય માટે તમે મારી પાસે શી આશા રાખો છો?"

**કવિ**—મારીજ પાસે આપ બોલાવવા માગો છો?

**રાજા**—હા.

**કવિ**—મને એક લાખ દીરમ આપવા કૃપા કરો.

**રાજા**—એ રકમ તો બહુ ભારે કહેવાય. ઓછામાં ઓછી રકમ તમારે લેવાની હોય તો તમે કેટલી લો?

**કવિ**—એકસો દીરમ આપો.

રાજાને નવાઈ લાગી. એણે કહ્યું: "બસ! એક લાખ અને એથી ઊતરી એકદમ એકસો? આટલા મોટા ફેરફારનો શો અર્થ?"

"ઓ રાજા!" કવિએ જવાબ આપ્યો: "જ્યારે મેં એક લાખ રૂપિયાની માગણી કરી, ત્યારે મેં આપની ખાનદાની અને રાજવંશના મોભાને શોભે એવી રકમ કહી. આપે મારી પાસે ફરીથી મને ગમે તે રકમ કહેવા કહી, ત્યારે મેં મારા દરજ્જાને છાજે એવી, એટલે કે મારા જેવા મામૂલી માણસને

કોઇ કવિની કદર કરવાનો પ્રસંગ ઊભો થાય તો હું શું આપી શકું, એ વાત લક્ષમાં લઇ મેં માગણી કરી."

રાજા શરમાઇ ગયો. કવિનો કટાક્ષ સમજી ગયો. કવિની કદરદાનીમાં એના માગ્યા મુજબ પૂરા એક લાખ દીરમ ગણી આપ્યા. ('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૧૧—હાજરજવાબ

(લેખકઃ-શ્રી. રમણલાલ નાનાલાલ શાહ)

ઈરાનના રાજા ખુશરુ પરવીજના દરબારમાં એક ગવૈયો હતો. એનું નામ હતું બરબાદ. ગાવાબજાવવાનાં વાજિંત્રો ઉપર એનો એવો કાબૂ હતો કે, આખા ઈરાનમાં એણે નામના મેળવી હતી. રાજાને એની વાજિંત્રો ઉપરની ચતુરાઈ બહુજ ગમતી હતી.

એ બરબાદને ત્યાં એક ગુલામ હતો. એ ગુલામ ગાવાનું કામ એટલું સરસ જાણતો હતો કે, આખા ઈરાનમાં એનો જોટો ન હતો.

રાજા ખુશરો બરબાદને અને એના ગુલામને રોજ પોતાની પાસે બોલાવતો. ગુલામ પાસે એ સંગીત ગવડાવતો અને બરબાદ પોતાનાં વાજિંત્રોથી પૂરતો.

આ રીતે બરબાદના જેટલોજ એનો ગુલામ પણ રાજાનો માનીતો થઇ ગયો. બરબાદના જેટલીજ રાજા એની તારીફ કરવા લાગ્યો.

કારીગરોમાં ઇર્ષાના અવગુણે વાસો કરેલો હોય છે. પોતાના ગુલામની આ કદરદાની બરબાદથી સહન ન થઇ. એના અંતરમાં ઇર્ષાની ઝાળ ઊપડી.

એક દિવસ ગુસ્સે થઈ એણે પોતાના એ ગુલામને મારી નખાવ્યો.

બાદશાહે આ વાત જાણી ત્યારે એને બહુજ દુઃખ થયું. એણે એકદમ બરબાદને બોલાવી મંગાવ્યો અને કહ્યું: "એ પાજી! તેં તારા ગુલામને મારી નખાવી મારો ભયંકર અપરાધ કર્યો છે. તું જાણતોજ હતો કે મને જીવનમાં અર્ધો આનંદ તારા ગુલામના સંગીતથી મળતો હતો અને બાકીનો અર્ધો આનંદ તારાં વાજિંત્રો બજાવવાથી મળતો હતો. આજ તેં મારો અર્ધો આનંદ કાયમનો ખતમ કર્યો, તે માટે તને હું જાનથી મારી નાખવાનો હુકમ ફરમાવું છું."

બરબાદ નમ્રતાથી બોલ્યો: "હજૂર! મેં તો ગુસ્સામાં આવી, ઇર્ષાથી અવિચારી બની આપનો અર્ધો આનંદ નષ્ટ કર્યો, એ મારો અપરાધ હું કબૂલ કરું છું અને એની સજા ભોગવવા તૈયાર છું; પરંતુ આપ નામદાર શુદ્ધ બુદ્ધિથી, પૂરતા સાવધ હોવા છતાં, રાજીખુશીથી બાકીના આપના અર્ધા આનંદને પણ, મને ગરદન મરાવી ગુમાવવા બેઠા છો, એમાં કયું ડહાપણનું કામ થાય છે?"

બરબાદના આ જવાબથી બાદશાહે ખુશ થઈ એને માફી આપી.

('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૧૨—બહાદુર છોકરો

(લેખકઃ—શ્રી. ઉમિયાશંકર ઠાકર)

એક વખત એક શહેરના એક મકાનમાં આગ સળગી. જોતજોતામાં તો આજુબાજુનાં ઘરોયે ઝડપાયાં. ઘરમાંનાં માણસો મહામુશ્કેલીએ બહાર આવ્યાં. એ બિચારાં એમનો માલ બચાવવા લાગ્યાં.

ત્યાં તો એય મોટી મોટી જ્વાળાઓ નીકળવા લાગી ને ભડાકા ઉપર ભડાકા થયા; પણ એટલામાં બંબાવાળા આવી પહોંચ્યા.

પાસેનાજ ઘરનો દાદરો સળગી ગયો હતો. મેડા ઉપર ત્રણ માણસ રહી ગયાં હતાં. બહાર નીકળવાને માટે એમણે ઘણાં ફાંફાં માર્યાં, પણ એ બિચારાં શું કરે? એકેય રસ્તો જડે તો ને?

હવે શું થાય?

છેવટે એ બિચારાં રસ્તા ઉપરની બારીએ આવીને ઊભાં રહ્યાં. પણ બારીમાંથી નીચે કૂદી પડે તોયે જીવ જાય એવું હતું!

નીચે રસ્તામાં ઊભેલાં માણસોએ તેમને જોયાં; પણ તેમને બચાવવાની કોઈની હિંમત ન ચાલી. કોઈને એટલી લાંબી નિસરણીએ ન મળી. બધાં નિરુપાય બન્યાં.

રસ્તા ઉપર એક બાર–તેર વર્ષનો છોકરો ઊભો હતો.

છોકરો હતો તો ગરીબ; પણ સદ્ગુણી ખરો. પારકાનું ભલું કરવાની એનામાં તીવ્ર ઇચ્છા હતી. એનાથી એ જોયું ન ગયું. ગમે તેમ થાય પણ ખેર! એણે એમને બચાવવા માટે ઉપાય શોધવા માંડ્યા.

તેની નજર પાસેના તારના થાંભલા ઉપર ગઈ. બળતા ઘરના છાપરાની બારી ઉપર પણ એક તાર પેલા થાંભલાવાળા તાર સાથે જોડેલો હતો. એ તારને જો કોઈ તોડી નાખે તો એ તાર બરાબર બારીની વચ્ચે જઇનેજ ઊભો રહે.

આમતેમ જોઇને, બરાબર તપાસીને, રસ્તામાં આગ હોલવનારાઓની એક કુહાડી પડી હતી તે લઇને, તે પેલાં ત્રણ જણને બચાવવાને તૈયાર થયો.

આમ પરશુરામનું રૂપ ધારણ કરીને એણે થાંભલા ઉપર ચઢવા માંડ્યું. થાંભલે ચડીને બારી સાથેનું તારનું દોરડું એણે થાંભલા પાસેથી કાપી નાખ્યું.

દોરડું કાપતાંજ તે બારીની વચ્ચે જઇને ઊભો રહ્યો. થોડો તાર ચડીને પછી એ બારીમાં ગયો.

અંદર જઇને ત્રણેયને એ બારી પાસે લાવ્યો. એ બિચારાં ખરેખર ગભરાઈ ગયાં હતાં. વારાફરતી તાર પકડાવીને એણે ત્રણેયને નીચે ઉતાર્યાં. પછી એ નીચે ઊતર્યો.

બધા લોકો તો આ છોકરાનું પરાક્રમ અને બુદ્ધિ જોઇને દિંગજ થઈ ગયા.

સૌએ કહ્યું: "વાહ! વાહ! શી એની બુદ્ધિ છે! શી એની પરોપકારવૃત્તિ છે!"

પેલાં ત્રણુ માણુસો તો ગળગળાં થઇ ગયાં. કારણુ એ એમનો જીવનદાતા હતો.

પછી એમણે એ છોકરાનાં ખૂબ વખાણ કર્યાં ને એને સારું ઇનામ આપ્યું. જીવતાં સુધી એ બધાં એનો ઉપકાર ન ભૂલ્યાં. ('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૧૩–ધોંડો કેશવ કર્વે

## નાના હતા ત્યારે

(લેખકઃ–શ્રી. સોમાભાઇ ભાવસાર)

### (૧)

### હઠીલો છોકરો!

નાનો એવો એક છોકરો. ભારે જક્કી. લીધેલી હઠ છોડે નહિ. ધાર્યું કરે ત્યારેજ ઝંપે.

એક દિવસ જમવાનો વખત થયેલો. થાળીઓ પીરસાઇ ગયેલી. એજ વખતે એ છોકરાએ શેકેલા ચણા ખાવાની હઠ લીધી. જમતી વખતે ચણા કેવી રીતે લાવી અપાય?

છોકરાને બહુ સમજાવ્યો. પણ શેનો માને? એ તો કહે, "ચણા લાવી આપો તોજ ખાઉં." આખરે એને ચણા લાવી આપવામાં આવ્યા ત્યારેજ એણે ખાધું. કેવો હઠીલો છોકરો!

પણ એ હઠીલા છોકરાની હઠે તો ભારે એવાં કામો કર્યાં.

મોટા થઈ એણે સ્ત્રીઓને માટે એક મોટી પાઠશાળા સ્થાપવાની હઠ લીધી અને સાચેજ એના પ્રયત્નથી સ્ત્રીઓ માટે એક મોટી પાઠશાળા સ્થપાઈ. આજે મોટા શહેરોમાં જેમ અંગ્રેજી નિશાળો છે, તેમ છોકરીઓ માટે એની નિશાળો પણ છે.

તમે એ છોકરાનું નામ જાણો છો? એનું નામ ધોંડો કેશવ કર્વે.

(૨)

## ક્યાંનો વતની?

આપણા દેશને પશ્ચિમ કિનારે મુંબઈથી દક્ષિણે દરિયાને અડીને એક જિલ્લો આવેલો છે. એનું નામ રત્નાગીરી. એ રત્નાગીરી જિલ્લાના દાપોલી નામના તાલુકામાં મુરુડ નામે એક ગામ છે. ત્યાંના ધોંડો કેશવ કર્વે વતની.

મુરુડ ગામ નાનું છે પણ સુંદર છે. આજુબાજુ તાડ અને સોપારીનાં ઝાડોનાં ઝુંડ છે અને વચ્ચે નાનું એવું મુરુડ ગામ છે. ભર ઉનાળામાં આપણે રહેતા હોઈએ, પણ ખબર ન પડે કે ઉનાળો છે.

એ મુરુડમાં વર્ષો પૂર્વે રઘુનાથ ભટ્ટ થઈ ગયા. જાતે બ્રાહ્મણ. પૈસેટકે સુખી. પાઠપૂજા કરે, ભગવાનનું નામ લે અને મજા કરે. શ્રી ધોંડો કેશવ કર્વેના એ મૂળપુરુષ. ધોંડોના પિતા કેશવરાવના એ દાદા. કેશવરાવને ત્રણ સંતાનો હતાં. બે પુત્રો અને એક પુત્રી. સૌથી મોટા પુત્ર ભીકાજીરાવ અને બીજા એ આપણા ધોંડુ. પુત્રીનું નામ અંબાબહેન.

ધોંડુના બાપદાદા પાસે સારી એવી પૂંજી હતી પણ એ દેવામાં ચાલી ગઇ. ત્યાર પછી ધોંડુના પિતાએ એક ચારસો રૂપિયાનું નાનું એવું મકાન બંધાવ્યું અને ધોંડુએ એ મકાનમાં રહી ભણવાનું શરૂ કર્યું.

ધોંડુ ભણવામાં હોશિયાર. એની બોલી શુદ્ધ અને ચોખ્ખી. વાચન પણ સરસ એટલે એના માસ્તર અને એને સરસ બેસતી આવી ગઇ; માસ્તરને ત્યાં દેશદેશનાં છાપાં આવે, ધોંડુ એ સર્વે છાપાંમાંથી જાણવા જેવા સમાચાર આજુબાજુના પાડોશીઓને વાંચી સંભળાવે.

પણ આમ એક બાજુથી હોશિયાર ધોંડુ બીજી બાજુથી તોફાની પણ એટલોજ હતો. હોળીનો તહેવાર હોય અને લાકડાં ઉઘરાવવાં હોય તો ભાઈસાહેબ એમાં સામેલજ હોય. કોઈના આંબા પર કેરીઓ લચી પડી હોય ને ઉજાણી કરવામાં કેરીની જરૂર હોય, તો કોણ લેવા જશે અને લાવશે એ કહેવાની જરૂર ન પડે. ધોંડુ તૈયારજ હોય.

( ૩ )

## કેવો હિંમતબાજ ?

ધોંડુ છઠ્ઠા ધોરણમાં ભણતો હતો. આ વખતે એની ઉંમર સત્તર વર્ષની થઈ હશે. છઠ્ઠા ધોરણની પરીક્ષા આપવાનાં બે સ્થળ હતાં. એક રત્નાગીરી અને બીજું મુંબાઇ. રત્નાગીરી મુરુડથી ત્રીસ માઈલ દૂર. પણ ત્યાં પરીક્ષા અઘરી લેવાતી હતી. મુંબાઈમાં પરીક્ષા સહેજ સહેલી લેવાય એટલે

પાંચેક જણાએ ભેગા થઇ મુંબાઈ જવું એમ નક્કી કર્યું.

પાંચે જણ ઊપડ્યા મુંબાઈ. આંજલ્યાની ખાડીમાંથી એક વહાણ મુંબાઈ જવાનું હતું એની એમને ખબર હતી. ખાડી એમના ગામથી છ માઇલ દૂર હતી અને વહાણ રાતે બાર વાગે ઊપડવાનું હતું.

ચોમાસું બેસી ગયું હતું. ધોધમાર વરસાદ વરસતો હતો. અંધારું એવું કે એકબીજાનું મોં ન દેખાય.

ધોંડુ અને મંડળી ત્યાં વખતસર પહોંચી ગઈ. પણ વહાણ ઊપડ્યું જ નહિ. બિચારા ગયા હતા એવા સૌ પાછા આવ્યા.

હવે શું થાય? મુંબાઈ કે રત્નાગીરી તો જવાય એમ નહોતું એટલે સતારા જવાનું નક્કી કર્યું. ગાંસડાં પોટલાં ઊંચકી ઊપડયા સૌ સતારા તરફ. ત્યારે કંઈ ગામેગામ આજની જેમ મોટરો જતી નહોતી. રસ્તામાં ધોંડુના એક ઓળખીતા ફોજદારનું ગામ આવ્યું. સૌ એને ત્યાં ગયા. ફોજદાર સારો માણસ હતો. એણે એમને સામાન ઊંચકવા એક ઘોડો ભાડે કરી આપ્યો.

પણ ઘોડો ભારે નીકળ્યો. ડફણાં પર ડફણાં પડે પણ પગ ઉપાડે ત્યારે ને! એક પગલું પણ આગળ ન ખસે એવો સારો એ ઘોડો હતો!

રાત પડી ગયેલી. આજુબાજુ ઊંચાનીચા ડુંગરા આવેલા. ચોમાસાનો વખત. પણ શું થાય? ઘોડાને મારી મારીને હાથ દુખી ગયા, પણ આગળ ચાલે ત્યારે ને! છેવટે જેમતેમ

કરીને આગળ વધ્યા અને છેવટે સૌ સતારા આવી પહોંચ્યા.

પરીક્ષાને આગલે દિવસે સૌ ત્યાં આવી પહોંચ્યા. નામ નોંધાવવાની જગાએ સૌ ગયા. સૌએ નામ નોંધાવ્યાં. ઘોંડુનો વારો આવ્યો. નામ લખાઈ ગયું. ઉંમરનો દાખલો માગ્યો. ઘોંડુએ તે બતાવ્યો. પણ આમતેમ ઊલટસૂલટ જોઈ ઝીણી આંખ કરી લખનાર બોલ્યોઃ "ઉંમર ખોટી લખાવી છે, માટે તમને પરીક્ષામાં બેસવા દેવામાં નહિ આવે."

પરીક્ષા આપવા માટે આટઆટલી મુશ્કેલી ઉઠાવ્યા પછી કોઈ તમને આવો જવાબ આપે તો તમારી શી સ્થિતિ થાય?

ઉત્તર સાંભળી ઘોંડુ સડક થઇ ગયો, પણ નિરાશ ન થયો. ગમે તેમ થાય પણ છઠ્ઠા ધોરણની પરીક્ષા પાસ કરવી એવો એણે દઢ નિશ્ચય કર્યો.

ઘોંડું ઘેર પાછો ફર્યો. પરીક્ષા ક્યાં આપવા જવું એનો વિચાર કર્યો. એટલામાં એને યાદ આવ્યું, કોલ્હાપુરમાં એના એક ઓળખીતા માસ્તર છે. બસ, એ ત્યાં પહોંચ્યો અને સાચેજ એણે છઠ્ઠા ધોરણની પરીક્ષા ત્યાં પાસ કરી. કેવો હિંમતબાજ છોકરો?

આજે તો હવે ઘોંડુ છોકરો નથી, પણ એક મહાન પુરુષ થયો છે. હમણાં એની એંશીમી વર્ષગાંઠ ઉજવાઇ. દેશનાં ઘણાં શહેરોમાં એ ધામધૂમથી ઊજવાઈ. આપણે પણ એમને અંજલિ આપીએ. 'ઘોંડો કેશવ કર્વે ઘણું જીવો.'

# ૧૪—વીર બાળક

( લેખકઃ—શ્રી. કસનજી મ. દેસાઈ )

મુર્શીદાબાદમાં નવાબ સરફરાજખાંનો રાજઅમલ હતો, તે વેળાની આ વાત છે. તે લોકોનો પ્રેમ જીતી શક્યો ન હતો. આથી તેની વિરુદ્ધમાં એક કાવતરું રચાયું.

કાવતરું રચનાર અલીવર્દીખાં હતો. એક મોટું લશ્કર લઇ તે તેની સામે ગયો.

સરફરાજખાં ગભરાયો. પરંતુ હવે લડ્યા સિવાય છૂટકો ન હતો.

બન્ને સેનાઓએ ગિરિયાના પ્રસિદ્ધ મેદાનમાં પડાવ નાખ્યો હતો. વચ્ચે કલકલ અવાજ કરતી ભાગીરથી (ગંગા) નદી વહી રહી હતી. બન્ને બાજુએ તંબૂઓ ઊભા કરેલા હતા. એ તંબૂઓના સફેદ પડછાયા ભાગીરથીની અંદર પડી સુંદર દેખાવ આપી રહ્યા હતા.

રાત વીતી ગઇ. સવાર થયું; ચારે તરફ અજવાળું થઇ ગયું. જગત જાગી ઊઠ્યું. સૂરજ ઊગે તે પહેલાંજ લડાઈનાં વાજાં વાગી ગયાં. સૈનિકો લડાઇના મેદાનમાં આવીને ઊભા. લડાઈ શરૂ થઇ ગઇ.

સરફરાજખાં હાથી ઉપર બેઠો હતો. તેનો મુખ્ય સેનાપતિ મરાયો હતો. આથી તે લડાઈમાં વીરતાપૂર્વક આગળ વધતો હતો. એટલામાં તેને ગોળી વાગી. તે પડ્યો. મુર્શીદા-

બાદના નવાબના લશ્કરમાં કેવળ સરફરાજખાંએજ લડાઇમાં પ્રાણ ગુમાવ્યા.

વિજયસિંહ નામનો એક રજપૂત યોદ્ધો હતો. લશ્કરના પાછલા ભાગના રક્ષણનો ભાર તેની ઉપર હતો. તે ગિરિયાની પાસે ખમરા નામની જગાએ હતો. તેણે પોતાના માલિકના મરણના સમાચાર સાંભળ્યા; તરતજ તે અલીવર્દીખાં સામે ઊપડયો. સ્વામીના મોતથી રજપૂત વીરનું લોહી ઊકળી ઊઠયું. તેણે પોતાનો એક ભારે ભાલો અલીવર્દીખાં ઉપર ફેંકયો. પરંતુ તે પહેલાં ગોલંદાજ સેનાના ઉપરીની એક ગોળી વિજયસિંહને વાગી. તે ત્યાં પડયો. ગિરિયાના યુદ્ધમાં તેણે દેહ મૂકયો.

વિજયસિંહનો એક પુત્ર હતો. ફક્ત નવ વરસનો. તેનું નામ હતું જાલિમસિંહ. તે પણ આ લડાઇમાં પિતાની સાથે-જ હતો. જ્યારે વિજયસિંહ ઘોડા પરથી ગબડીને નીચે પડયો, ત્યારે બાળક જાલિમ નાગી તલવાર લઇ પિતાના મૃત-દેહનું રક્ષણ કરવા માટે દોડયો. ચારે તરફથી અલીવર્દીખાંની સેના જયજયકાર કરી રહી હતી. રણવાદ્યોના અવાજથી દિશાઓ કંપી રહી હતી; પરંતુ આ નવ વરસનો બાળક જરા-એ ન બીધો.

પોતાની નાનકડી તલવાર લઇને સિંહના બાળકની પેઠે ગર્જના કરવા લાગ્યો. પિતાના શરીરને મુસલમાનો ન અડકે, તે માટે પોતાના પ્રાણની પરવા ન કરતાં ભય વગર તે લડા-ઈમાં ઝઝૂમી રહ્યો હતો.

દુશ્મનોએ તેને ચારે તરફથી ઘેરી લીધો હતો; છતાં પણ તે વીર બાળક ન ડગ્યો. તે પોતાની નાનકડી તલવાર ચારે તરફ ચલાવવા લાગ્યો.

અલીવર્દીખાં પોતે ત્યાં હાજર હતો. બાળકનાં અદ્ભુત સાહસ તથા પિતૃભક્તિથી તે દિંગ થઇ ગયો. તેણે સૈનિકોને વિજયસિંહના મૃતદેહનો યોગ્ય અગ્નિસંસ્કાર કરવાનો હુકમ કર્યો.

સૈનિકો બાળકની વીરતાથી રાજી થઈ બાળકને ખાંધ પર બેસાડી લઈ ગયા. બાળકે ભાગીરથીના તટ પર અગ્નિસંસ્કાર કરી પિતાની પવિત્ર રાખને નદીમાં વહેવડાવી દીધી.

પવિત્ર ભાગીરથી, પવિત્ર રાખ પોતાની છાતી ઉપર રાખી કલકલ અવાજ કરતી વહી રહી, બાળક દિલગીર થઇ તંબૂમાં પાછો આવ્યો.

મુર્શીદાબાદના ઇતિહાસમાં ગિરિયાની લડાઈ બહુ પ્રસિદ્ધ છે. રજપૂત બાળક જાલિમસિંહની અદ્ભુત કથાએ લડાઇને વધારે પ્રસિદ્ધ કરી દીધી છે.

જે જગાએ વીર બાળકે વીરતા બતાવી હતી, તે આજે પણ જાલિમસિંહના મઠ તરીકે પ્રખ્યાત છે.

('બાલજીવન'ના એક અંકમાંથી)



# ૧૫—એને તમે ઓળખો છો ?

( લેખકઃ–શ્રી. સોમાભાઇ ભાવસાર )

એક પછાત ગણાતી કોમનો છોકરો. નાતે ભરવાડ. ભણવામાં એનો ખૂબ જીવ. શાળાના હેડમાસ્તરની મહેરબાનીથી એ અંગ્રેજી સાત ધોરણ સુધી તો ભણ્યો. પણ પછી શું ?

એવામાં એક વખત એના ગામમાં એક સરકારી અમલદાર આવી ચડ્યા. અમલદાર ભલા હતા અને ગરીબ વિદ્યાર્થીઓને આગળ ભણાવવાની બાબતમાં ખૂબ રસ લેતા હતા. શાળાના હેડમાસ્તરે આ છોકરાની વાત એમને કરી અને અમલદારે એ છોકરાને બોલાવી પૂછ્યું:

"તારે આગળ અભ્યાસ કરવો છે ?"

"જી હા." છોકરે જવાબ આપ્યો.

"તો હું તને આગળ ભણવાની સગવડ કરી આપું, પણ એના બદલામાં હું જે કામ કહું તે તું કરીશ ?"

છોકરે હા પાડી.

"પણ તારે કયું કામ કરવું પડશે એની તને ખબર છે ?" અમલદારે પૂછ્યું.

છોકરે કહ્યું, "ના."

"તો સાંભળ." અમલદાર બોલ્યા: "જો, તારે પૂંજો કાઢવો પડશે, વાસણ માંજવાં પડશે, ફેરાફાંટા ખાવા પડશે અને એ ઉપરાંત બીજું જે કંઈ કામ બતાવવામાં આવે તે કરવું પડશે."

છોકરાએ કહ્યું, "ભલે."

"તો જરૂર હું તને ભણાવીશ." કહી અમલદાર અને છોકરો છૂટા પડ્યા.

એના પછી થોડા દિવસો વહી ગયા અને એક દિવસ અમલદારને ઘેર વડોદરે એ છોકરો આવી પહોંચ્યો. ત્યારે ન તો એની સાથે એ પહેરવાનાં કપડાં લાવ્યો હતો કે ન તો વાંચવાની ચોપડીઓ. પહેરેલાં કપડાં સિવાય એની પાસે બીજું કંઇ નહોતું.

અમલદાર વિચારમાં પડી ગયા અને પૂછ્યું: "કેમ આમ ?"

છોકરે જવાબ આપ્યો, "સાહેબ, મારી સાસુએ કહ્યું, 'હવે આગળ આપણે ભણવું નથી. આટલુંજ બસ છે' અને એમને વિશેષ કંઇ સમજાવું એ પહેલાં તો મારી પાસેથી એ પેટી લઇ ગયાં. એમ સમજીને કે પેટી વિના એ ક્યાં જવાનો છે ? પણ હું તો આવ્યો."

"એમ !" અમલદાર બોલ્યા. "તો પછી તેં શો વિચાર કર્યો ? ભણવાનો કે નહિ ભણવાનો ?"

"ભણવાનો." છોકરે મક્કમતાથી જવાબ આપ્યો.

"તો ભલે એ કપડાં તારી સાસુ પાસે રહ્યાં. તું તારે અહીં ખુશીથી રહે અને ભણવાનું શરૂ કરી દે."

"પણ સાહેબ !" હું મારાં સાસુને એક વખત સમજાવી પછી આવું."

"ઠીક" અમલદારે કહ્યું.

અને છોકરો એને ગામ ઊપડ્યો. સાસુને સમજાવી કરી

વડોદરે પાછો આવ્યો અને કૉલેજમાં દાખલ થઇ ગયો. અમલદાર એક બૉર્ડિંગમાં રહેતા હતા. બૉર્ડિંગમાં બીજા છોકરાઓ પણ હતા. છોકરો તો અમલદારના ઘરમાં રહે છે, એમનું કામકાજ કરે છે અને ભણે છે.

ઘરને પૈસે ભણતા બીજા છોકરાઓ જ્યારે સવારની મીઠી નિદ્રા લેતા હોય, ત્યારે છોકરો સવારમાં ચાર વાગે ઊઠે છે અને વાંચે છે અને ખાસ્સો સૂરજ ઊગે અને બીજા છોકરાઓ ઊઠી દાતણપાણી કરે છે, ત્યારે તો છોકરો ઘરના કામકાજે વળગી ગયો હોય છે, પૂંજો કાઢે છે, પાણી ભરે છે અને વાસણો માંજે છે.

છોકરાના અભ્યાસમાં એથી ખલેલ ના થાય. એનું વાંચવાનું એથી ઓછું ન થઇ જાય. બીજાઓથી પોતે નાનો છે એવું એને કંઈ લાગે નહિ. અમલદારના ઘરમાં સૌએ એને પોતાના ઘરનો કરી લીધો હતો. છોકરો કુટુંબમાં કુટુંબીજન જેવો થઈ પડ્યો હતો.

એમ કરતાં કરતાં છોકરે એક વર્ષ પસાર કર્યું, બીજું વર્ષ પસાર કર્યું, ત્રીજું વર્ષ પસાર કર્યું અને ચોથું વર્ષ પસાર કરી બી. એ. થઈ એજ રીતે આગળ વકીલાતનો અભ્યાસ કરી વકીલની ડીગ્રી લીધી.

વકીલ થઇ વકીલાત કરવાનું એણે નક્કી કર્યું. પણ એ પહેલાં તો એને સરકારી નોકરી મળી ગઈ અને એ અવલકારકુન બન્યો. અવલકારકુનમાંથી મામલતદાર બન્યો ને પછી કલેક્ટરની ઑફિસમાં ચિટનીસ બન્યો.

કોને કલ્પના હશે કે એક ભરવાડનો છોકરો, જેની પાસે નહિ ગ્રાગ્રી જમીન કે નહિ બીજી માલમિલકત; નહિ કોઈ આગળપાછળ કે નહિ બીજું કાંઇ; છતાં વગર પૈસે આપ-મહેનતથી બી. એ. એલ. એલ. બી. વકીલ થશે! જિજ્ઞાસા હોય તો શું નથી કરી શકાતું?

પણ એ છોકરાની જિજ્ઞાસા અને એની બધી ઉમેદો એના મનમાંજ રહી ગઇ. દેવને એની જરૂર ન લાગી અને દેવદૂતો એને ઉપાડી ગયા.

આ ખોટી વાત નથી. સાવ સાચી વાત છે. એ છોકરાનું નામ કાનજી. ગણદેવી પાસે ધનોરી ગામનો એ વતની હતો. એનું આખું નામ કાનજીભાઇ રઘુનાથ પટેલ.

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

---

# ૧૬—સરદાર વલ્લભભાઈ પટેલ નાના હતા ત્યારે

(લેખકઃ—શ્રી. સોમાભાઇ ભાવસાર)

## તોફાની નિશાળિયો

એક માથાભારી નિશાળિયો હતો. ખૂબ તોફાની. શિક્ષકને એ ત્રાહ ત્રાહ પોકરાવે. કોઇ એને કંઇ ન કરી શકે. નિશાળમાં કંઇ તોફાન થયું હોય તો જાણી લેવું કે એનો નંબર પહેલો હોય. શિરજોરીએ કોઈની ન સાંખે. ખોટાને અને

એને આદરવેર.

એક શિક્ષક હતો. શિક્ષકનું કામ શું? વિદ્યાર્થીઓને ભણાવવાનું ને! પણ આ શિક્ષક વિદ્યાર્થીઓને જોઇતી વસ્તુઓનો ખાનગી વેપાર કરે. આ વાત પેલા નિશાળિયાને ન ગમી. એને થયું, શિક્ષક ભણાવે કે વેપાર કરે? તરત એણે શિક્ષકને ચેતવણી આપી. પણ વિદ્યાર્થીની ચેતવણીથી શિક્ષક કંઇ ડરી જાય? શિક્ષકે પેલા નિશાળિયાની ચેતવણીને ન ગણકારી.

પછી તો પૂછવું હતુંજ શું? જોઇતું હતું ને વૈદે કહ્યું એના જેવું થયું. સૌ વિદ્યાર્થીઓ ભેગા થયા. અંદર અંદર મસલત કરી અને બીજા દિવસથી શાળામાં હડતાળ પાડી! શિક્ષક બિચારો ડઘાઇ ગયો અને તરત વેપાર કરવાનો છોડી દીધો.

આવો એ નિશાળિયો હતો. તમે એ નિશાળિયાને ઓળખો છો? એ વિદ્યાર્થીઓના વડાનું નામ તમે જાણો છો? એ વિદ્યાર્થીઓનો વડો મટી હવે તો દેશનો વડો થયો છે. પણ હજીએ એનો સ્વભાવ તો એવો ને એવોજ છે. હજી પણ જે કોઇ એના કામની આડે આવે એની પેલા શિક્ષકના જેવીજ દશા કરે છે; પછી તે નાનો હોય કે મોટો હોય. એને મન બધાજ સરખા.

એનું નામ સરદાર વલ્લભભાઇ પટેલ. ખેડા જિલ્લામાં કરમસદ નામે એક ગામ છે. એના એ વતની છે. વિદ્યાર્થી

અવસ્થાના એમના એક બીજા પરાક્રમની વાત પણ જાણવા જેવી છે.

## બીજું પરાક્રમ

એમને ભાઈસાહેબને સંસ્કૃત ભણવું ફાવે નહિ. પાંચમાછઠ્ઠા ધોરણમાં તો એમણે જેમતેમ કરી ગાડું ગબડાવ્યું, પણ મેટ્રિકમાં આવ્યા એટલે સંસ્કૃત છોડ્યું અને ગુજરાતી લેવાનું નક્કી કર્યું.

ગુજરાતીના શિક્ષકને થયું, જે ભાઇસાહેબ બબ્બે વર્ષ સુધી સંસ્કૃત શીખ્યા અને ન ફાવ્યું એ હવે ગુજરાતીમાં આવી શું કરવાના ? એટલે એમણે એની ઠેકડી કરી અને પૂછ્યું:

"કેમ ભાઇસાહેબ, શું શીખવા આવ્યા ?"

પણ સરદાર કંઇ ઊતરે એવા નહોતા. એટલે તરત એમણે બીરબલની જેમ હાજરજવાબ આપ્યો. "ગુજરાતી."

માસ્તર બોલ્યા: "પણ જાણો છો ને, જેમણે સંસ્કૃતમાંજ ઉકાળ્યું એ ગુજરાતીમાં શું ઉકાળશે ? સંસ્કૃત જેવી સુંદર ભાષા છોડી તમને અહીં આવવાનું શેં મન થયું ?"

એ સાંભળી સરદારે ધીરે રહીને કહ્યું: "સાહેબ ! અમારા જેવા અહીં નહિ આવે તો તમે કરશો શું ? ભણાવશો કોને ?"

સરદારનું આ બોલવું સાંભળી શિક્ષક ગુસ્સે થયા અને એમને પાટલી પર ઊભા રહેવાનો હુકમ કર્યો. સરદાર ઊભા થયા; પણ એટલેથી શિક્ષકને સંતોષ ના વળ્યો. એટલે એમણે એકાથી દાન સુધીના આંકના ઘડિયા લખી લાવવાની શિક્ષા કરી.

પણ આંકના ઘડિયા સરદાર શેના લખી લાવે ? સંસ્કૃતને અને એને શી લેવાદેવા ! સરદાર લખી ન લાવે એટલે પેલા શિક્ષક ગુસ્સે થાય અને સજા વધારતા જાય. એમ કરતાં કરતાં સજાનો આંકડો બસો વાર સુધી લખી લાવવાનો પહોંચ્યો. પણ સરદારને કંઈ લાગે કે વળગે. કાંઈજ નહિ.

શિક્ષકથી આ કેમ સહન થાય ? કરેલી શિક્ષા પ્રમાણે વિદ્યાર્થી ન કરે એ તો એમનું હડહડતું અપમાન થયું કહેવાય ને ! એમણે છેલ્લી વાર એને તાકીદ આપી.

આ વખતે સરદારે એક રમૂજ કરી. બસો ઘડિયા બડિયા તો કાંઇ ન લખ્યા, પણ 'બસોવાર' એટલું એક કાગળમાં લખ્યું અને બીજે દિવસે જ્યારે શિક્ષકે પૂછ્યું, "લખી લાવ્યો છું ?" ત્યારે હા કહી એ બતાવ્યું.

શિક્ષક તો જોઇજ રહ્યા. એમને આ છોકરાને શું કરવું તેની સૂઝ પડી નહિ. "ચલો હેડમાસ્તર પાસે" કહી એને હેડમાસ્તર પાસે લઈ ગયા. પણ હેડમાસ્તર બિચારો સરદારને શું કરે ? એ તો સરદારને સારી પેઠે ઓળખતો હતો. આ એમનું બીજું પરાક્રમ.

## સરદાર શાથી ?

પણ સરદાર "સરદાર" શાથી થયા એ તમે જાણો છો ?

સુરત જિલ્લામાં બારડોલી નામે એક તાલુકો છે. એ તાલુકાના મહેસૂલમાં સરકારે વધારો કર્યો. બિચારા ખેડૂતો માંડમાંડ ખેતી કરી પેટ ભરતા હોય તેઓ આ વધારો ક્યાંથી

આપી શકે?

એ તો પહોંચ્યા વલ્લભભાઈ પાસે. વલ્લભભાઇ ત્યારે અમદાવાદમાં રહે. જઇને બધી વાત કરી. વલ્લભભાઇએ એમને પૂછ્યું: "પણ હું કહું એમ કરવા તમે તૈયાર છો?"

બધા બોલ્યા: "હા."

"તો જાઓ, તમારે વધારો નહિ ભરવો પડે." સરદાર બોલ્યા અને તરત એની તપાસ કરી, સરકારને લખ્યું: "વધારો ખોટી રીતે નાખ્યો છે, ખેડૂતો ગરીબ છે, એમનાથી તે નહિ ભરાય."

પણ સરકાર કંઇ માને કે? સરદારને લાગ્યું, સરકાર ચમત્કાર વિના નમસ્કાર નહિ કરે. તરત એમણે બધા ખેડૂતોને હુકમ કરી દીધો: "કોઈ મહેસૂલ ભરશો નહિ. જાન જાય, માલ જાય, ઘર જાય, બાર જાય, જપ્તી થાય, હરાજી થાય, મહેસૂલ ના ભરશો તે ના ભરશો."

સરકાર થાકી ગઇ. છેવટે સરકારે ફરીથી કમિશન નીમ્યું અને બારડોલીનો વિજય થયો. ત્યારથી વલ્લભભાઇ લોકોના સરદાર બન્યા અને સરદાર વલ્લભભાઇ પટેલ એમ કહેવાવા લાગ્યા. તમે સરદાર વલ્લભભાઈને જોયા છે?

('બાલમિત્ર'ના એક અંકમાંથી)



# ૧૭—એ કોણ હતું ?

(લેખકઃ—શ્રી. ભગવાનદાસ જમનાદાસ ભૂતા)

(૧)

ફ્લાઇંગ રાણી ગાડી એક પછી એક ગામ પસાર કરતી હતી. એક મોટું સ્ટેશન આવ્યું. ટ્રેઇન વધારે વખત થોભવાની હતી.

સેકન્ડ ક્લાસના ડબ્બામાં એક અંગ્રેજ અમલદાર ગુજરાતીઓ તરફ જોતા અને પોતે ગુજરાતીઓથી ઊંચા છે એવી ભાવનાથી રુઆબથી બેઠેલા હતા.

થોડા વખત પછી બગલાની પાંખ જેવાં સફેદ લૂગડાં પહેરી હાથમાં સોટી લઇ એક સફેદ દાઢીવાળી વ્યક્તિ પેલા અંગ્રેજ અમલદારવાળા ડબ્બા પાસે ગઇ.

પેલા અંગ્રેજે સફેદ વ્યક્તિને જોઇ અને મનમાં ગણગણ્યો કે, "હિંદમાં આવા સાધુડાઓની ક્યાં ખોટ છે? હશે કોઇ સાધુબાવો!"

પેલો સાધુ તો પેલા અંગ્રેજના ડબ્બા તરફ ગયો અને જેવો ડબ્બા ઉપર ચડવા ગયો, તેવો પેલો અંગ્રેજ અમલદાર ધૂરક્યો અને બોલ્યોઃ "છટ્! છટ્! અભડાવી દઇશ! આ તો સેકન્ડ ક્લાસનો ડબ્બો છે! તમારે સાધુઓને તે સેકન્ડ ક્લાસના ડબ્બામાં બેસવાનું હોય?"

અંગ્રેજના આવા તુમાખીભર્યા શબ્દો ન ગણકારતાં શાંતિથી પેલો સાધુબાવો સેકન્ડ ક્લાસના ડબ્બામાં ચડી ગયો.

થોડી વાર થઇ ત્યાં તો સ્ટેશનમાં ખળભળાટ થવા લાગ્યો અને પોલીસો માણસોનાં ટોળાંને વીખેરવા લાગ્યા; કારણ કે ગવર્નર ટ્રેઇન તરફ આવતા હતા.

પેલો અંગ્રેજ અમલદાર હોદ્દાની રૂએ પોતાની તરફ ગવર્નરને આવતો જોવાથી ડબ્બા ઉપરથી ઊતરી ગયો અને પેલી સફેદ વ્યક્તિ તો ડબ્બામાંજ બેસી રહી. ગવર્નર સીધા સેકન્ડ ક્લાસ તરફ આવ્યા અને પેલા સાધુબાવા સાથે હાથમાં હાથ મિલાવી મિત્રભાવે વાતો કરવા લાગ્યા.

પેલો અંગ્રેજ અમલદાર તો સડક બની ગયો !

એ સફેદ વ્યક્તિ કોણ હતી તે તમે જાણો છો ? એ હતા સર પ્રભાશંકર પટ્ટણી !

(૨)

સર પ્રભાશંકર લંડનના રાજમાર્ગ ઉપરથી પસાર થતા હતા. નાના નાના છોકરાઓ રજા પડવાથી નિશાળેથી ઘેર પાછા ફરતા હતા. છોકરાઓની નજર સર પટ્ટણી ઉપર પડી અને બધાને સફેદ દાઢી, સફેદ ફેંટો અને સફેદ અંગરખું જોઈ એ વિચિત્ર વ્યક્તિ લાગી.

તેઓ એક પછી એક કાંકરીઓ ફેંકવા લાગ્યા અને સર પ્રભાશંકર તરફ કાંકરાઓનો વરસાદ વરસવા લાગ્યો.

સર પ્રભાશંકરે ન તો છોકરાઓને માર્યા કે ન તો છોકરાઓને વઢયા. ઊલટું છોકરાઓને કહ્યું: "વારુ છોકરાઓ ! હું તમો બધાને એક મિજબાની આપું છું. હા–ચાલો, જે ખાવાની ઇચ્છા હોય તે માગો."

સર પ્રભાશંકરના આવા સરસ અંગ્રેજી ભાષાના ઉચ્ચારોથી બધા આશ્ચર્ય પામ્યા અને મિજબાની ખાવાની ઇચ્છાથી કાંકરા ફેંકવાનું બંધ કર્યું. સર પ્રભાશંકર બધા છોકરાઓને પાસેની હોટેલમાં લઇ ગયા અને બધા છોકરાઓની પાર્ટીનું બિલ હોટેલના માલિકને આપી ચાલતા થયા. બધા અંગ્રેજ છોકરાઓ સાધુ જેવા પોષાકવાળા આ હિંદી—સર પ્રભાશંકરની ઉદારતા પર મુગ્ધ થયા.

('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૧૮—ભલે જાન જાય

(લેખિકાઃ—શ્રી. મણિ દેસાઇ)

પેશવાઇ અમલ હતો. જબરાં જહાજો તે જમાનામાં નહોતાં. કોંકણકાંઠે નાનાં નાનાં અગણિત હોડકાં ધોળા સઢ ફફડાવતાં ઉતારુઓને લઇને અરબી સમુદ્રનાં પાણી ઉપર ફર્યા કરતાં. રામજી ખારવાનું હોડકું પણ માણસોના જાનનો કીમતી બોજો લાદીને સફર ખેડતું હતું.

વહાણમાં અચાનક હોકાટો પડ્યો, 'રામજી! રામજી!' અને બધે હાહાકાર મચી રહ્યો. એક ઉતારુની પાંચ વરસની બાળકી હોડકામાંથી પાણીમાં સરકી પડી હતી. પલકવારમાં રામજીએ સમય વરતી લીધો, કછોટો મારીને એણે દરિયામાં પડતું મેલ્યું. હોડકું થંભી ગયું. સાથે બેઠેલાઓના જીવ પણ થંભી ગયા. સૌની છાતીમાં ફફડાટ હતો. મોજાં ઊછળતાં હતાં.

રામજીએ મોજાં સાથે મરદાની આરંભી; એક બાજુ પાણીમાં ડૂબકાં ખાતી બાળકીને પકડવી ને બીજી બાજુ જુવાળ સાથે જુદ્ધ જમાવવું. કાળજાતૂટ કપરું કામ હતું. રામજીએ મગરની ગતિએ પાણીપંથ કાપીને બાળકીને પોતાનાં મજબૂત બાવડાંમાં ઝડપી લીધી. બાળકીને વહાલથી છાતીસરસી ચાંપીને આનંદમાં આવી રામજીએ હોડકા તરફ રસ્તો માપવા માંડ્યો. ડૂબકાં ખાઇને બાળકીમાં હોશ રહ્યા નહોતા.

એવામાં રામજીની નજર થંભી ગઇ. એક જબરો દરિયાઈ મગર એના તરફ ધસી આવતો હતો. એ ભડકી ઊઠ્યો. એને પોતાના જાનની તમા નહોતી. એને પડી હતી પોતાની હોડીની એક ઉતારુ કે જેના જાનની જવાબદારી એણે માથે લીધી હતી, એની બાળકીનો જાન બચાવવાની. 'ભગવાન! મારી લાજ જવા બેઠી છે ને હું એ તને સોંપું છું,' એ પોકારી ઊઠ્યો.

તૂતક ઉપરનાં માણસો પણ ગાભરાં બની ગયાં હતાં. મગર તો જોતજોતામાં રામજીને ખાવા આવી પહોંચ્યો હતો. હવે શું થાય? દરેકના જીવ ઊંચા થઇ ગયા હતા, પણ કોની મગદૂર કે પાણીમાં પડીને જળના શેરની સામે થાય!

પણ રામજીનો સોળ વરસનો લાડકો દીકરો ગણપત બેસી રહે એમ નહોતું. એણે બાપની કપરી દશા વરતી લીધી. ઘેર એનાં બીજાં નાનાં ભાઇભાંડુને લઇને વાટ જોતી વહાલી મા એની નજરમાં તરવરી રહી. "બાપને કેમ મરવા દેવાય? મા ને ભાઇભાંડુ રવડી મરે. ઉપરાંત ઉતારુના બાળકનો જાન બચાવવાની બાપની જવાબદારી પણ પૂરી થવીજ જોઇએ."

પળવારમાં એણે નિર્ણય કરી લીધો. કછોટો મારી, તલવાર ઉપાડીને એણે જળમાં ભૂસકો માર્યો. પાણીપંથે તરીને એ બાપની લગોલગ પહોંચી ગયેલા મગર નજીક પહોંચી ગયો. પહોંચીને હતું તેટલું જોર વાપરીને તલવારનો એક ઝાટકો મગર ઉપર પછાડ્યો; પણ જળવાસી મગરો છટકી ગયો ને ઘા એની પીઠ પર ન લાગતાં પૂંછડીએ લાગ્યો. હવે છંછેડાયલો મગરો રામજીનો પીછો છોડી ગણપત તરફ ધૂંધવાતો દોડ્યો. બન્નેનું જુદ્ધ જામ્યું. ગણપતના ઝાટકા મગરે ચુકાવી નાખ્યા. તલવારથી પત્તો લાગે એમ ન જણાવાથી એ ફેંકી દઇને ગણપત હોડી તરફ જોરથી તરવા લાગ્યો.

બીજી બાજુ છૂટો થયેલો રામજી હોડીએ પહોંચી ગયો. માતા બાળકને વળગી પડી. પણ હવે રામજીને ખબર પડી કે એનો ઉદ્ધારક ભગવાન નહિ પણ એનો પોતાનો દીકરોજ હતો. "અરે ભગવાન, મને છોડાવીને મારા દીકરાનો ભોગ કાં લે છે?" કહીને રામજી બેભાન થઇ ગયો.

ખલાસીઓ ગણપતને બચાવવા બહુએ મથ્યા પણ કંઇ ન વળ્યું. ગણપતને પોતાનો અંત નજીક આવતો જણાયો. મગરે એના પગ ઉપર જડબાનો ગ્રાસ નાખ્યો. પાણીમાં ડૂબતાં ડૂબતાં ગણપતના છેલ્લા શબ્દો ઉતારુઓએ સાંભળ્યા, "પિતા! ઓ પિતા! મારે માટે શોક કરશો નહિ. મારા ક્ષુદ્ર શરીરનો આ સંસારમાં શો ઉપયોગ હતો? તમને બચાવતાં ભલે હું મરું. મારાથી વધારે ભાગ્યશાળી બીજું કોણ હશે?"

('કિશોર'ના એક અંકમાંથી)

# ૧૯—પ્રમાણિક દરજી

એક દરજી હતો. એક વખત એની દુકાને કોઇ ઘરાક કપડાં સિવડાવવા આવ્યું અને પાકીટ ભૂલી ગયું.

દરજીને તે પાકીટ મળ્યું. પણ કોને આપવું? એનો માલિક મળે ત્યારે ને!

દરજીના દોસ્તદારો બોલ્યાઃ "ફાવ્યો દોસ્ત!"

પણ દરજી પ્રમાણિક હતો, એટલે આવા મફતના મળેલા પૈસા એને રાખવા કેમ ગમે?

દરજીએ છાપામાં સમાચાર આપ્યા અને જેનું પાકીટ હોય તેણે નિશાની આપીને ઓળખીને લઇ જવાને છપાવ્યું.

બીજે દિવસે પાકીટનો ખરો માલિક આવ્યો અને નિશાની આપીને પાકીટ લઇ ગયો. આ જોઇ દરજીના દોસ્તદારો બોલ્યાઃ "હત્ મૂરખ! હાથમાં આવેલા પૈસા ગુમાવ્યા!"

દરજી બોલ્યોઃ 'મેં હાથમાં આવેલા પૈસા ગુમાવ્યા નથી, પણ મેળવ્યા છે; એ તમને આજે નહિ સમજાય, કાલે આવજો."

દોસ્તદારો એની આ મૂર્ખાઇ પર હસવા લાગ્યા. પણ બીજે દિવસે તેઓ દરજીની દુકાને આવ્યા, તો તેમણે ઘરાકોથી દુકાન ભરચક દીઠી.

દરજીની આ વાત હવે દોસ્તદારોને સમજાઇ. કેવો પ્રમાણિક દરજી?

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૨૦—અમરસિંગ

## મશહૂર દડાબાજ તરીકે જગતભરમાં યશ મેળવનાર ક્રિકેટ-આલમનો સ્વ. ગુજરાતી ખેલાડી

(લેખકઃ-શ્રી. ડૉ. મોહનલાલ જ. પાઠક)

ક્રિકેટની રમતમાં હિંદમાંજ નહિ પણ પરદેશમાં નામના મેળવનાર જાણીતા બૉલર (દડા ફેંકનાર) અમરસિંગનું, જુવાન વયે થોડાક માસ પહેલાં મૃત્યુ થયું. અમરસિંગના મૃત્યુથી આપણા દેશે એક અજોડ દડા ફેંકનાર ખેલાડી ગુમાવ્યો છે.

હજારો માણસોમાંથી એકાદ સુંદર વક્તા મળી આવે છે. ક્રિકેટની રમતમાં પણ સુંદર દડા ફેંકનારો હજારોમાંથી કોઇ-કજ નીકળી આવે છે અને તેનું મુખ્ય કારણ, ક્રિકેટની રમતમાં બેટ્સમૅનને લોકો વધારે પડતું માન આપે છે, તે છે.

બેટ્સમૅનના એકાદ સુંદર ફટકાથી લોકો ખુશ થઇ જાય છે.

દડા ફેંકનારો ગમે એવા સરસ દડા ફેંકે તેની લોકો કદર કરતા નથી, પણ બેટ્સમૅન જો એકાદ સુંદર ફટકો ખેંચી કાઢે, તો લોકો તાળીઓના અવાજથી આખું મેદાન ગજાવી મૂકે છે.

બૉલર ગમે એટલી ચપળતા બતાવતો હોય, તોપણ લોકો તે તરફ વધારે પડતું ધ્યાન આપતા નથી. એકાદ ખેલાડીનું દડાથી દાંડિયું ઊડી જાય, તોજ લોકો દડા ફેંકનારની થોડીઘણી કદર કરે છે.

લોકોને તો આંટીઘૂંટીના દડાને ગમે એમ ફટકારતો બૅટ્સમૅન જોવો ગમે છે. બૉલર જો આંટીઘૂંટીના દડા ફેંકતો હોય અને બૅટ્સમૅનને ફટકા મારવાનું ન મળતું હોય, તો એવી રમત લોકોને ગમતી નથી. તેમને કંટાળો આવે છે.

બૉલર બૅટ્સમૅનને હંફાવે એ લોકોને ગમતી વાત નથી. બૉલરને બૅટ્સમૅન જેટલું માન મળતું નથી. આથીજ સારા ખેલાડીઓ બૉલિંગ કરતાં બૅટિંગ તરફ વધારે પડતું ધ્યાન આપે છે. આ બધી વાતો ધ્યાનમાં લેતાં ક્રિકેટજગતમાં બૉલર તરીકે અમરસિંગનું સ્થાન મહત્ત્વનું હતું.

ક્રિકેટની રમત અમરસિંગને વારસામાં મળી હતી. નાનપણથીજ એ ક્રિકેટના વાતાવરણમાં ઊછર્યો હતો. એક સમયે અમરસિંગના મોટા ભાઈ રામજી વેગવાન દડા ફેંકનાર તરીકે જગમશહૂર હતા. અમરસિંગને ક્રિકેટના પહેલા પાઠ રામજીએ શીખવ્યા હતા.

અમરસિંગનો જન્મ ૧૯૧૦ના ડિસેંબર મહિનાની ૪થી તારીખે જામનગરમાં થયો હતો. જામનગર એટલે ક્રિકેટના ખેલાડીઓનું તીર્થસ્થાન!

જામનગરના માજી મહારાજા રણજિતસિંગ જાણીતા ક્રિકેટર હતા. મહારાજા રણજિતસિંગે ક્રિકેટ જતગમાં જામનગરનું નામ મશહૂર કર્યું હતું. મહારાજા રણજિતસિંગના ભત્રીજા કુમાર દુલીપસિંગજી પણ નામાંકિત ક્રિકેટર છે.

આ બધા સંજોગોને લીધે જામનગરમાં અમરસિંગને ક્રિકેટની બાબતમાં જોઈતી મદદ મળી રહી અને આગળ

વધવાનો માર્ગ સરળ બન્યો.

૧૯૨૮ માં અઢાર વરસની ઉંમરે અમરસિંગ એક મહાન ખેલાડી અને સુંદર દડા ફેંકનાર તરીકે જગતમાં જાણીતો થયો. ૧૯૨૮ ની સાલમાં સિંકદરાબાદમાં રમાયેલા અખિલ હિંદ ક્રિકેટજંગમાં જાણીતા ખેલાડી અમરસિંગનું નામ લોકોના જાણવામાં બરાબર આવ્યું.

૧૯૩૧માં ઇંગ્લેંડ ગયેલી ટોળીમાં એને લેવામાં આવ્યો. ત્યાં સુંદર રમત કરી લોકોનાં મન જીતી લીધાં. ૧૯૩૧ ના વરસ પછી રમાયેલી લગભગ બધી જાણીતી રમતોમાં અમરસિંગનું નામ મોખરે હતું.

સ્વ. અમરસિંગને દડો ફેંકતો જોવો, એ એક મોજ હતી. અમરસિંગની દડા ફેંકવાની રીત પણ જોવા જેવી હતી. એનો દડો જમીન ઉપર અફળાયા પછી વધારે ગતિમાન થતો. અમરસિંગ એકજ જાતના દડા ફેંકતો નહિ. સામેનો ખેલાડી કોણ છે તે જોઇ જુદી જુદી રીતે દડા ફેંકવામાં તે નિપુણ હતો. વિલાયતના જાણીતા ક્રિકેટરોએ સ્વ. અમરસિંગને સુંદર બૉલર તરીકે એકમતે કબૂલ કર્યો હતો.

સ્વ. અમરસિંગની દડા ફેંકવાની રીત ઘણીજ મનમોહક હતી. અમરસિંગ ધંધાદારી ખેલાડી હતો, છતાં તેની દડા ફેંકવાની રીત એક સાચા કળાકારને છાજે એવી હતી. ખેલાડી સારી રીતે રમી શકે નહિ એવા દડા તેણે કદી ફેંક્યા નથી.

સ્વ. અમરસિંગની બેટિંગ પણ વખાણવા લાયક હતી. દડા ફેંકનારા ગણ્યાગાંઠ્યા ખેલાડીઓમાં તેનું સ્થાન અલૌ-

કિક હતું. તેની જગ્યા હાલને માટે તો ખાલીજ પડી છે અને લાંબા સમય સુધી એ જગા પુરાય એમ લાગતું નથી.

આ જગમશહૂર યુવાન ખેલાડી ટૂંકી માંદગી ભોગવી, ગયા મે મહિનાની ૨૧ મી તારીખે આ ફાની દુનિયા છોડી ગયો. ક્રિકેટજગતમાંથી એક તેજસ્વી તારો ખરી પડ્યો!

('બાલજીવન'ના એક અંકમાંથી)

---

## ૨૧—દેહનું બલિદાન આપનાર મનુષ્ય

(લેખકઃ—શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર)

બર્માંમાં શ્વેબો નજીકના ગામડાના લોકો રાજીના રેડ થઇ ગયા હતા. નદીના પાણીનો સંગ્રહ કરવાને બાંધવામાં આવેલ જળાશયની બધા વાત કરતા હતા. નદીના પૂરનું પાણી આગળ ચાલ્યું જતું હતું, તેને બદલે આ પાણીનો સંગ્રહ કરવાથી શ્વેબો તથા બીજાં અનેક ગામડાંઓને ઉનાળામાં પાણી મળી શકશે. જળાશય બંધાયા પછી પહેલીજ વખત પાણી મોટી દીવાલોને પહોંચી ગયું હતું. વરસાદની ઋતુ લગભગ પૂરી થઇ હતી અને ખેડૂતો વાતો કરતા હતા કે, "આપણો પાક સારો થશે. જ્યારે ઉનાળો આવશે ત્યારે ખેતરમાં જોઈએ તે કરતાં વધારે પાણી હશે."

તેજ રાત્રે એવો સખત વરસાદ પડ્યો કે આકાશ હમણાં તૂટી પડશે એમ જણાયું. બધા નાના ઝરાઓમાં પાણી ઉપર થઇને વહેવા લાગ્યું અને નદીનું પાણી દર કલાકે ઊંચું ચડતું

જતું હતું. અજવાળું થયા પહેલાં તો લોકોને મોટેથી જણાવ-વામાં આવ્યું કે, "નદીના કાંઠા તૂટી જવાની અણી પર છે."

ગમે તે મિનિટે પાણી ગામમાં ફરી વળશે અને લોકો, પ્રાણીઓ તથા વાંસનાં નાનાં ઘરોનો નાશ કરી નાખશે. ગામના ચોકીદારોએ હવામાં ગોળીબાર કર્યો. તેમને શ્વેઓ અને બીજાં ગામડાં ડૂબી જવાનો ભય હતો. ચોકીદારો આશા રાખતા હતા કે, દૂરનાં ગામોમાં રહેતા લોકો ગોળીબારનો અવાજ સાંભળે અને ભયમાંથી મુક્ત થાય. મદદ મેળવવા માટે કેટલાક માણસોને શ્વેઓ મોકલવામાં આવ્યા હતા.

ગામમાં કેટલાક બર્મન એન્જિનિયરો હતા. તેઓએ જળાશય પર દેખરેખ રાખી અને કાંઠા પર, પથ્થર પર તથા મટોડીની દીવાલ પર જ્યાં જ્યાં ચણતર નબળું હતું, ત્યાં ત્યાં મજબૂત બનાવી દીધું.

આમાંના એક માણસનું નામ મોંગ હતું. જ્યાં કાંઠો તૂટી પડવાનો હતો ત્યાં માટી ભરી શકાય કે કેમ તે જોવાને તેને મોકલવામાં આવ્યો હતો. બીજા માણસો નદીને કાંઠે દોડીને જ્યાં જ્યાં નબળું ચણતર હતું તે સમારતા હતા.

મોંગને નદીની દીવાલમાં એક લાંબું સાંકડું છિદ્ર જણાયું, તેમાંથી પાણી વહેતું હતું. મોંગને જણાયું કે છિદ્ર મોટું થતું જતું હતું. જો તેને તરતજ બંધ કરવામાં ન આવે તો તે તૂટી જાય અને જમીન પર પાણી ફરી વળે. મોંગ પોતે તેને દબા-વીને ઊભો રહ્યો. પાણી આવતું લગભગ બંધ થયું. કાંઠા પર પાણીનાં થોડાંજ ટીપાં પડતાં હતાં. જ્યારે બીજો એન્જિનિયર

આવ્યો ત્યારે મોંગ બૂમ પાડી ઊઠ્યોઃ "બીજા માણસોને જલદી આવવાનું કહો. અહીં ઘણે સ્થળે નબળું ચણતર છે. કાંઠો તૂટી જવાની અણી પર છે. નદીનો વેગ ભયંકર છે."

કલાકો સુધી એન્જિનિયરોએ ચણતર મજબૂત કરવા યત્ન કર્યો. સઘળો સમય મોંગ છિદ્ર આડો દબાઇને સૂતો હતો અને નદીના પ્રવાહને ખાળી રાખતો હતો. તેને ઘણી પીડા થતી હતી. તેનાં હાડકાં કળતાં હતાં. પાણી એવું ઠંડું હતું કે આખરે તેનું શરીર બહેર મારી ગયું.

જ્યારે કામ લગભગ પૂરું થવા આવ્યું, ત્યારે એક માણસે મોંગનું લગભગ નિર્જીવ શરીર ખેંચી કાઢ્યું અને લાંબા સાંકડા છિદ્રમાં પોતે સ્થાન લીધું. જ્યારે મોંગે પોતાની આંખો ઉઘાડી ત્યારે તેને જણાયું કે ભય વીતી ગયો છે. હવે બીજા એન્જિનિયરો આવી પ્હોંચ્યા હતા. છિદ્ર પૂરી નાખવાને તથા કાંઠાને મજબૂત કરવાને જે જે વસ્તુઓની જરૂર હતી, તે તેઓ લાવ્યા હતા. તેઓ કદાચ મોડા પડ્યા હોત. બીજા માણસોને કામ કરવાનો સમય મળી શકે તેટલો વખત પાણીને અટકાવીને મોંગે હજારો મનુષ્યોની જિંદગી બચાવી હતી.

મોંગના બહાદુરીભર્યા કામની ખબર બર્માના બધા ભાગમાં ફરી વળી અને બર્મીઝ માતાઓ આજ પણ તેમનાં બાળકોને પોતાના શરીર વડે નદીના પ્રવાહને અટકાવનાર આ મોંગની વાત કહે છે.

('કિશોર' માસિકના એક અંકમાંથી)

# ૨૨–મગરૂર મંદાકિની

( લેખકઃ–શ્રી. રમણલાલ નાનાલાલ શાહ )

(૧)

એક હતો રાજા. એને એક કુંવરી. એનું નામ મંદાકિની. સ્વચ્છ ગંગાજળ જેવું નિર્મળ એનું શરીર. તપાવેલા સોના જેવા વર્ણની એની કાયા. સુશીલ અને સદાચારી. પણ માત્ર એક મોટી ખોડ. એ ખોડ રાજકુમારીને અળખામણી ઝેર જેવી બનાવી મૂકતી.

મંદાકિની બહુજ મગરૂર અને મિજાજી હતી. એ પરણવા લાયક ઉંમરની થઇ, ત્યારે રાજાએ દેશદેશાવરના કુંવરોની છબીઓ મંગાવી અને રાજકન્યા આગળ રજૂ કરી. પણ કુંવરીએ દરેકમાં કંઇ ને કંઇ ખોડ કાઢી અને કોઇની પણ સાથે પરણવાની ના પાડી. એણે જણાવ્યું કે, "મારી સાથે લગ્ન કરવા લાયક કોઇજ કુમાર હું જોતી નથી."

રાજાને આ ન ગમે એ સ્વાભાવિક છે. કારણ એ હતું કે રાજા વૃદ્ધ થયો હતો. કુંવરી એકની એક હતી. એને શ્વાસપ્રાણ વહાલી હતી. એને ઠરીઠામ થયેલી જોયા બાદ પોતાનું મોત થાય એમ રાજા અંતરથી ઇચ્છતો હતો. એટલે રાજકુમારીની આ અભિમાની મનોદશાથી એને ભારે સંતાપ થતો હતો.

રાજાએ રાજકન્યાને સમજાવી જોવા ખૂબ પ્રયત્નો કર્યા; પણ હઠીલી કુંવરી એકે રીતે ન માની તે નજ માની.

રાજાએ એથી ન મૂંઝાતાં દૂર દેશાવરના રાજકુમારોને

પોતાને આંગણે નોતર્યા. એની એવી માન્યતા હતી કે, રાજકન્યા કુંવરોને નજરોનજર જોશે એટલે કોઈ ને કોઇ ઉપર એની પસંદગી ઊતર્યા વગર રહેશે નહિ.

પરંતુ એની આશા અફળ નીવડી. રાજકન્યાએ બધાએ રાજકુમારોની ઉત્તમ પ્રકારે સરભરા કરી; પણ કોઇની સાથે પરણવાની સાફ ના પાડી. "એમાંનો એક રાજકુમાર મારી સાથે પરણવા લાયક છેજ નહિ," એમ અભિમાનથી કુંવરીએ ફરી વાર જાહેર કર્યું!

દરેક ચીજની હદ હોય છે. રાજા પોતાની પુત્રીને ખૂબ ચાહતો એ વાત ખરી, પણ હવે એની સહનશક્તિની હદ આવી રહી હતી. રાજકન્યા ઉપર એ ખરેખરો ક્રોધે ભરાયો. એણે જાહેર કર્યું કે, "રાજકન્યાના આવતા જન્મદિવસે મળસકે શહેરનો મુખ્ય દરવાજો ઉઘાડતી વેળા જે સૌથી પહેલો માણસ અંદર દાખલ થાય, તેની સાથે રાજકુંવરીને પરણાવી દેવામાં આવશે!"

(૨)

માગશર માસની એક સવાર પડવાની તૈયારી થઈ. દરવાને શહેરના દરવાજા ઉઘાડ્યા. એક અલમસ્ત ભિખારી ફાટ્યાંતૂટ્યાં કપડાં પહેરી તંબૂરો વગાડતો વગાડતો દરવાજામાં પેઠો. ધૂળ અને કચરાથી એનું આખું શરીર મેલું દાટ થઈ ગયું હતું. શરીર ઉપર જે આછાંપાતળાં વસ્ત્રો પહેરેલાં હતાં એના ચીરેચીરા થઇ ગયેલા હતા. માથે ચકલીના માળા જેવા વાળ એકબીજામાં ગૂંચવાઇ ગયેલા ઊગ્યા હતા.

દરવાને એને પકડ્યો. સીધો રાજા પાસે હાજર કર્યો.

રાજાએ તાબડતોબ રાજગોરને બોલાવ્યો. કશી પણ ધામધૂમ વગર ત્યાં ને ત્યાંજ રાજકન્યાને બોલાવી એ ભિખારી સાથે એનાં લગ્ન કરાવી દીધાં !

મંદાકિની છાતીફાટ રડી. એની આંખો સૂજીને લાલ ટામેટા જેવી થઈ ગઇ. પણ રાજાએ એનો એક અક્ષર પણ સાંભળવા સાફ ના પાડી. એના હાથમાં પાંચ સોનામહોરો મૂકી અને ભિખારીને હુકમ કર્યો: "તારી પત્નીને લઈ હમણાં ને હમણાંજ મારા રાજ્યની હદમાંથી ચાલ્યો જા. જો આવતી કાલ પછી મારા રાજ્યના કોઇ પણ ભાગમાં તું અથવા મંદાકિની નજરે પડશો, તો એક અક્ષર પણ સાંભળ્યા સિવાય તમને ઠાર કરવામાં આવશે."

"ચાલો મંદાકિની," ખુશમિજાજથી ભિખારી બોલ્યો અને પોતાની પત્નીનો હાથ ઝાલી મહેલમાંથી બહાર નીકળી ગયો.

રાજકન્યા જાણે સ્મશાનમાં જતી હોય એમ રડી. એટલું બધું રડી કે એની આંખનાં આંસુ પણ સુકાઈ ગયાં.

ભિખારીએ એની જરાએ દરકાર ન કરી. એ તો આનંદમાં આવી ગીતો ગાતો ગાતો રાજકન્યાને પગે ચલાવી એના બાપના રાજ્યની હદ બહાર લઇ ગયો.

(૩)

ધીમે ધીમે મંદાકિની શાંત થઈ. ભિખારી એની સાથે ખૂબ મીઠાશથી વાત કરતો હતો. એનું મોં સદાયે હસતું રહેતું.

એવાં મજાનાં ગીતો ગાતો હતો કે, નિર્જન રસ્તામાં આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ ફેલાઇ જતું. રાજકન્યાને રીઝવવા એ પોતાનાથી બનતા બધા પ્રયત્નો કરતો.

આગળ જતાં લીલાં હરિયાળાં ખેતરો આવ્યાં. બહુજ રળિયામણો પ્રદેશ.

રાજકન્યાએ ધીમેથી વા સાથે જાણે વાત કરતી હોય એમ આડું જોઇ પૂછ્યું: "આ કોનો દેશ હશે ?"

'રાજા રંગમોહનનો દેશ છે.'

રાજકન્યાથી એક ઊંડો નિસાસો નખાઇ ગયો. એજ રાજાએ એની પાસે કેટલા કાલાવાલા કરી પરણવા માટે માગું નાખ્યું હતું ? પોતાની રાજરાણી બનાવવા એણે કેવી નમ્રતાથી માગણી કરી હતી ! કેવો સોહામણો એ રાજા હતો ! કેવો સુંદર એના રાજ્યનો પ્રદેશ હતો ! એ બધું મેં અભાગણીએ મારા મિજાજ અને મગરૂરીમાં ગુમાવ્યું ! આજ આ રસ્તાના રઝળતા ભિખારી સાથે જિંદગી જોડાઇ ગઇ !

એના અંતરમાંથી એક નિસાસો નીકળ્યો. વળી પાછી એની આંખ ભીની થઇ. પણ હવે શું ઉપાય હતો ?

આગળ જતાં જંગલોનો પ્રદેશ આવ્યો. નજીકમાંજ નદીનાં નિર્મળ નીર મધુરું સંગીત વહાવતાં રેલાઇ રહ્યાં હતાં. એક વિશાળ આંબા નીચે ઘાસ–માટીની મદદથી એક ઝૂંપડી બાંધેલી હતી.

ભિખારીએ મંદાકિનીને ઝૂંપડી બતાવી. એને અંદર લઈ જતો એ બોલ્યો: "મંદાકિની, આજથી આ તારું ઘર.

અહીં આપણે રહેવાનું. તારે અહીં રસોઈ પકાવવાની. જંગલમાંથી છાણાં અને લાકડાંની કરાંઠીઓ વીણી લાવવાની. કંદમૂળ જે મળે તે બાફી ખાવાનું. મારાથી બનશે એટલી મદદ હું પણ કરીશ. લાકડાં ફાડી તેનો ભારો બાંધી શહેરમાં વેચવા જઇશ. જે કાંઈ ઊપજશે એમાંથી આપણે પેટગુજારો કરીશું."

(૪)

સવારે વહેલા ઊઠવાનું, નદીના શીતળ જળમાં શિયાળાના દહાડામાં નાહવાનું, લૂગડાં ધોવાનાં, જંગલમાંથી કંદમૂળ વીણી લાવવાનાં, કોઇ વાર અનાજ ભરડવાનું, કરાંઠીઓ વતી માટીનાં વાસણમાં રાંધવાનું અને કટકેકોર જે મળે તે ખાઇને રહેવાનું. રાજકન્યાને બહુજ વસમું લાગવા માંડ્યું. પણ એ બાબત બડબડાટ કર્યે કાંઈ ફાયદો ન હતો. સંયોગોને તાબે થયા વગર છૂટકો ન હતો, એટલે ભિખારી જેમ કહેતો તેમ એ કરતી. ભિખારી એની તરફ ખૂબ માયાથી વર્તતો હતો અને એનું સન્માન સારી રીતે જાળવતો હતો, એટલે મંદાકિની ધીમે ધીમે એની ઇચ્છાને અનુકૂળ બની જતાં શીખી ગઇ.

વળી ભિખારી સ્વભાવનો પણ બહુ આનંદી હતો. આવા દુઃખમાં પણ એ ભિખારીના આનંદી સ્વભાવથી રાજકન્યાનું મન પ્રફુલ્લ બનતું.

કોઈ કોઇ વાર ભિખારી જંગલમાં પશુઓનો શિકાર પણ કરતો. એની નિશાન તાકવાની અસાધારણ કળા જોઈ મંદાકિનીનું હૈયું આનંદથી હસી ઊઠતું.

થોડા દિવસ એમ ને એમ વીત્યા પછી ભિખારીએ કહ્યું:

"મંદાકિની! મારી પાસે થોડાઘણા પૈસા એકઠા થયા છે. હવે આપણે અહીં રહેવાને બદલે નજીકના ગામમાં રહેવા જઇ શકીશું. ત્યાં કાંઈ ધંધો શોધી કાઢીશું."

મંદાકિની એની સાથે ચાલી નીકળી.

એક મોટા ગામમાં બન્ને આવી પહોંચ્યાં. ગામને છેડે તદ્દન કંગાલ હાલતનું એક ઘર હતું. બન્ને જણાં તે ભાડે લઈને રહ્યાં.

ભિખારી ક્યાંકથી થોડાક પૈસા લાવેલો તેનાં એણે માટીનાં ઠામ ખરીદ્યાં. મંદાકિનીને કહ્યું: "આ ગામમાં પશ્ચિમ દિશાની ભાગોળે દર સોમવારે મેળો ભરાય છે. અહીંના અને આજુબાજુના ગામોના સેંકડો લોકો મેળામાં આવે છે. તારે આવતા સોમવારે આ વાસણમાંથી ઊંચકાય એટલાં લઇ જઈ મેળામાં જવાનું છે. ત્યાં વાસણો વેચવાં. નફો મળશે તે આપણો રોટલો રળવા કામ આવશે."

મંદાકિની ગુસ્સે થઇ બોલી: "શું હું માટીનાં ઠામ બજારમાં વેચવા જાઉં? અને વાસણો હું માથે ઊંચકું?"

ભિખારી મક્કમતાથી બોલ્યો: "મંદાકિની! તું ભૂલી જાય છે કે અહીં તું રાજાની રાણી નથી. તારા બાપના ઘરની રાજકુંવરી નથી. માગીતાગીને પેટ ભરનાર એક ભિખારીની બૈરી છે. તારા જેવી ગરીબમાં ગરીબ બૈરીને વળી આવો મરડાટ અને મિજાજ શા ઉપર! હું કહું તેમ તારે કરવું જ જોઇશે. તેમ ન કરવું હોય તો પછી મગરૂરીનો મુરબ્બો અને મિજાજનો રોટલો એકલી એકલી આ ઝૂંપડીમાં બેઠાબેઠાં ગળે ઉતારજે.

અનાજ–પાણી વગર ચલાવી લેવાનો અખતરો કરવોજ હોય તો મારી મના નથી!"

ભિખારી સિવાય એકલા રહેવાની અને ભૂખે રિબાવાની વાત સાંભળી મંદાકિનીના શરીરમાં ઠંડીનું એક લખલખું ભરાઇ આવ્યું. એની આંખમાં આવેલાં આંસુ પરાણે લૂછતી એ બોલી: "તમે કહો છો એમ કરીશ."

ભિખારીએ વાંસની ચીપોનું એક વાસણ ઊંચકવાનું બનાવ્યું, એમાં વાસણ ભરી આપ્યાં.

મંદાકિની સોમવારે વાસણ લઈ મેળામાં વેચવા ગઇ. એક ધક્કે બધાં વાસણો વેચવા લઇ જઇ શકાય નહિ, એટલે બીજા બેત્રણ ધક્કા ખાઇ બધાં વાસણો વારાફરતી લઇ ગઇ.

શિયાળાનો દહાડો છતાં સખત મહેનતને લીધે એ હાંફી ગઇ. એના સુંદર મોં ઉપર પરસેવાના રેલા ચાલ્યા.

અને એને વેચતાં શું આવડે? એ તો જમીન ઉપર બેઠી પણ નહિ. રાજરાણીની માફક વાસણના ઢગલા નજીક ગુસ્સામાં ઊભીજ રહી. કોઇ પૂછે એનો સીધો જવાબ પણ આપતાં આવડતો ન હતો. એક વાસણ બપોર થવા આવ્યા છતાં એ વેચી શકી નહિ.

એટલામાં એક જુવાન ઘોડેસવાર આવ્યો. હાથમાંની ચાબુક વતી બેત્રણ માટીનાં વાસણ બતાવી એની કિંમત પૂછી.

મંદાકિનીએ રૂઆબમાંજ એની કિંમત કહી. વાસણ ખરીદ્યા વગરજ ઘોડેસવાર ત્યાંથી પાછો ચાલ્યો, પણ જતાં જતાં કોણ જાણે શું થયું તે એનો ઘોડો ભડક્યો ને પાછો હઠ્યો.

ઘોડાના પગની લાતોથી મંદાકિનીનાં લગભગ બધાંજ વાસણો ભાંગી ગયાં ! ઘોડેસવાર એક અક્ષર પણ બોલ્યાચાલ્યા વગર ત્યાંથી જતો રહ્યો.

હવે વેચવાનું કશુંજ ન હતું ! મંદાકિની ત્યાંથી ઘેર ગઇ. ઢગલો થઇને બે પગ વચ્ચે માથું નાખી જમીન ઉપર ફસ-ડાઇ પડી. ભિખારી આવશે ત્યારે શું કરશે એની ચિંતાથી એને ધ્રુજારી છૂટવા લાગી.

થોડી વારે ભિખારી આવ્યો. રાજકન્યાએ માથું ઊંચું કર્યું. મોં રડી રડીને લાલચોળ થઇ ગયું હતું. આંખો સૂજીને ટેટા જેવી થઇ ગઇ હતી. મંદાકિનીએ આંખમાંથી ચોધાર આંસુ વરસાવતાં ઠામ ફૂટી ગયાની વાત કરી.

ભિખારી કશું ન બોલ્યો.

(૪)

બીજા દિવસે ભિખારીએ કહ્યું: "મંદાકિની ! તને કશું નથી આવડતું. બધાં માટીનાં ઠામ તો ફૂટી ગયાં. હવે આપણું ગુજરાન શા ઉપર ચાલશે ? હવે તો એકજ વાત બાકી રહી છે. આપણે શહેરમાં જઇશું. રાજાની પાકશાળા (રસોઇઘર)માં એકાદ નોકરડીની જગા ખાલી હશે તો તપાસ કરીશું. તને ત્યાં નોકરીએ લગાડી દઇશ, તારા ગુજરાનની તો મારી ચિંતા ટળી જશે. હું વળી ભીખ માગવા ઉપરાંત કાંઈ કામ શોધી કાઢીશ. થોડા પૈસા એકઠા થશે એટલે આપણે ફરીથી કોઇ ધંધો કરીશું. તે વખતે તને બોલાવી લઈશ."

મંદાકિનીની બધી મગરૂરી જતી રહી હતી. એનું તમામ

અભિમાન ઓસરી ગયું હતું. આજ એ એના ધણીને ના કહેવા જેટલી હિંમતવાન રહી ન હતી. એણે હા પાડી.

ભિખારી એને શહેરમાં લઈ ગયો. રાજમહેલના રસોઇઘરમાં તપાસ કરી મંદાકિનીને નોકરી ઉપર રખાવી દીધી.

છૂટાં પડતી વખતે ભિખારી બોલ્યોઃ "મંદાકિની! આ પાકશાળાનાં મુખ્ય વ્યવસ્થાપક બાઇ છે. એમનું નામ રંભાકુમારી. તારે હવે આ રસોઇઘરમાં એમના હાથ તળે રહેવાનું અને એ કહે તેમ કરવાનું. ચાલ, ત્યારે ભગવાન તારું કલ્યાણ કરો! હું હવે જાઉં છું."

ભિખારી જતો રહ્યો.

મંદાકિની રડી પડી. એની વેદના આજે હૈયામાં સમાઈ શકતી ન હતી. આટઆટલી જહેમત ઉઠાવવી પડતી હતી, છતાં ભિખારીનો આનંદી સ્વભાવ અને મંદાકિનીનું એ જે રીતે માનપાન જાળવતો હતો, તે જોઇ મંદાકિની એને હેતથી જોતાં શીખી ગઇ હતી. આજે પોતાના દુઃખનો એકમાત્ર વિસામો આમ જતો રહેતો જોઇ એનું હૈયું હાથ ન રહ્યું. આજ જાણે એના રુદનનો અંતજ ન હતો.

× × × ×

કહેવત છે કે દુઃખનું ઓસડ દહાડા. મંદાકિનીનો આગલો સ્વભાવ હવે તો બિલકુલ અદશ્ય થઈ ગયો હતો. રસોઈઘરમાં રંભાકુમારી એને જે કામ બતાવતી તે એ સારી રીતે કરતી. જાતમહેનત કરવામાં હવે જરાએ સંકોચ થતો ન હતો, તેમ પોતાનાં ઉપરીની આજ્ઞા ઉઠાવવામાં એ સહેજ પણ આના-

કાની કરતી ન હતી.

એમ કરતાં કરતાં વસંતપંચમી આવી.

રાજાજીનો આજે જન્મદિવસ હતો. રંભાકુમારીએ આ-વીને રસોઇઘરના તમામ નોકરોને આજ્ઞા કરી: "આજે રાજાનો જન્મદિવસ હોવાથી રાજા દરબારમાં બધાને ભેટસોગાદ આ-પશે. બધાએ ત્યાં જવાનું છે; માટે તૈયાર થઇ જાઓ."

દરબારની વખતે બીજા બધાની સાથે રસોઇઘરના નોકરો પણ દરબારમાં હાજર થયા. મંદાકિની પણ હાજર થઇ ગઈ.

એક પછી એક દરબારીને, નાચ-મુજરાનો વિધિ થયા બાદ ભેટસોગાદો અપાઈ.

પછી રાજાના નોકર લોકોનો વારો આવ્યો. રસોઇઘરના નોકરોને પણ એક પછી એક ભેટસોગાદ અપાઇ. મંદાકિનીનો વારો આવ્યો ત્યારે એને કાંઇજ ન આપ્યું! એને એક બાજુ ઉપર ઊભા રહેવા રાજાએ આજ્ઞા કરી. એને પછીથી ભેટ મળશે એમ ફરમાવ્યું.

મંદાકિની વધારે ગભરાઈ. શું કાંઇ અપરાધ થયો હશે? એ બિચારી પાંદડાની માફક ધ્રૂજવા લાગી.

બધી ભેટસોગાદો અપાઇ રહ્યા બાદ રાજા જાતે મંદાકિની પાસે ગયો. પ્રેમથી તેનો હાથ ઝાલીને તેને નોકરડીના વેશમાંજ પોતાના સિંહાસનની આગળ લાવ્યો. એને સિંહાસનની છેક પાસે ઉચ્ચ આસને બેસાડી.

રાજા કહેવા લાગ્યો: "આ નોકરડીનું નામ મંદાકિની છે. આપણી પાડોશના રાજાની એ રૂપસુંદર રાજકન્યા છે. એના સદ્ગુણ, ચારિત્ર્ય અને સુશીલ સ્વભાવે મારા ઉપર ઊંડી અસર

કરી છે. હું એને આજથી મારી રાજરાણી જાહેર કરું છું."

મંદાકિની જરા આઘી ઊભી રહી અને બોલી: "મહારાજ! આપની કૃપા માટે આભારી છું; પરંતુ હું તો પરણેલી છું. એક ગરીબ ભિખારી સાથે મારાં લગ્ન થયાં છે. કેટલાએ વખતથી એ મને રંભાકુમારીના હાથ નીચે આપના રસોઇઘરમાં મૂકીને જતા રહ્યા છે. આપ મારા ઉપર પ્રસન્ન થયા હો તો એમની ભાળ મેળવી આપવા કૃપા કરો. મારે બીજું કાંઇ જોઇતું નથી. હું રાજીખુશીથી પાકશાળામાં આપની સેવા બજાવીશ."

રાજકુમારીની આંખમાં એમ બોલતાં આંસુ ભરાઇ આવ્યાં.

રાજાએ કહ્યું: "તારા ભિખારી પતિની હું જરૂર ભાળ મેળવી આપીશ, પરંતુ ભર દરબાર વચ્ચે એવા ભિખારડાને પતિ તરીકે સ્વીકારતાં તને શરમ નહિ આવે?"

મંદાકિની જુસ્સાથી બોલી: "શું કામ શરમ આવે! હું એની સાથે પરણી છું. ભલે એ ભિખારી છે; પણ મારા તરફ સંપૂર્ણ માનથી વર્તે છે. મારી સવડ સાચવવા બનતો યત્ન કરે છે; હમેશાં ખુશમિજાજી રહે છે. એનું મુખ જોઉં છું અને બધું દુ:ખ ભૂલી જાઉં છું. હું રાજકુમારી હતી ત્યારે હતી. હવે તો એ ભિખારીની પત્ની છું અને એ જે સ્થિતિમાં રહે તે સ્થિતિમાં એની સાથેજ જિંદગી ગાળવી એ મારી ફરજ છે. એ ફરજ હું બજાવવા માગું છું."

રાજાએ કહ્યું: હમણાં એ ભિખારીને અહીં હાજર કરું છું.

રાજા એમ બોલી દરબારગૃહ છોડી અંદરના ખંડમાં ગયો.

થોડી વારે એક ભિખારી બહાર આવ્યો.

રાજકુમારીની આંખો આનંદથી ચમકી ઊઠી. પોતાના પતિને એણે ઓળખ્યો.

ભિખારીએ કહ્યું: "પ્રિય મંદાકિની! હજુ તને મારું બરાબર ઓળખાણ પડ્યું નથી. જરા ધારી ધારીને જો. તારી સાથે વાત કરનાર રાજા અને આ ભિખારી વચ્ચે કાંઇ મળતાપણું જણાય છે?"

મંદાકિનીએ ધારી ધારીને ભિખારી સામે જોયું. જોયું ને એ ચમકી. બધો ભેદ એને સમજાઇ ગયો.

ભિખારી બીજો કોઇ નહિ પણ આ દેશનો રાજા રંગમોહન પોતે હતો! ભિખારીના વેશે મંદાકિનીની મગરૂરીનો નાશ કરવા માટે એ એની સાથે પરણ્યો હતો. મંદાકિનીના બાપને પહેલેથીજ આ બધા ભેદની ખબર હતી. મંદાકિનીના બાપની અને એની બધી આશા આજ પાર પડી હતી.

મંદાકિની પળ વારમાં આ બધું સમજી ગઈ. એ નમનતાઇથી રાજાના ચરણોમાં ઢળી પડી. 'મને માફ કરો!' એટલું બોલી રડી. ખૂબ રડી. રાજાના પગ ભીંજાય ત્યાં લગી રડી.

રાજાએ એને રડવા દીધી. હૈયું ખાલી થવા દીધું. પછી પ્રેમપૂર્વક એને ઉઠાડીને ઊભી કરી, દરબાર સમક્ષ રાજરાણી તરીકે જાહેર કરી.

પ્રજા પોતાની નવી રાજરાણીને જોઇ આનંદસાગરમાં ડૂબી ગઈ.

કહે છે કે, મહારાણી મંદાકિની જીવી ત્યાં લગી એ રાજ્યમાં રાજા અને પ્રજા વચ્ચે કદી કોઇ બાબતમાં અણબનાવ

થયો ન હતો. એવા કોઇ પણ પ્રસંગો ઊભા થતા, તો મંદાકિની એનો પ્રજાના લાભમાં ઝટ દઇને તોડ કાઢવાની રાજાને સલાહ આપતી. ગરીબાઇનાં કપરાં દુઃખ રાજરાણીએ વેઠ્યાં હતાં અને એમાંથી એ રાંક પ્રજાની અભિલાષાઓ અને અરમાનો બરાબર સમજતાં શીખી ગઈ હતી.

('બાલજીવન'ના એક અંકમાંથી)

## ૨૩—વીરાનો પીપળો

(લેખકઃ—શ્રી. પ્રાણભાઇ મ. મહેતા)

અમારા ગામને પાદર વીરાનો પીપળો બહુજ પ્રખ્યાત છે. ઘણાએ માણસો તાવ આવે, ઉધરસ થાય કે કંઇ માંદા પડે તો વીરાને પીપળે નાળિયેર વધેરે છે ને કેટલાક છોકરાંઓને મીઠાઇ વહેંચે છે. મીઠાઈને માનનારાં ઘણાં છોકરાંઓ તો આખો દિવસ વીરાના પીપળાની છાયામાં રમતાંજ હોય છે.

આ પીપળો વીરાનો કેમ કહેવાયો તેની એક સુંદર કથા છે. વીરો એક શૂરવીર રજપૂત હતો. અમારા ગામથી બેત્રણ ગાઉ દૂર એક ગામમાં તે રહેતો હતો. એ લડવૈયો હતો. ઘણી લડાઇઓમાં તેણે ભાગ લીધો હતો. ઘડપણ આવતાં તે સાધુ થયો; સંસાર ઉપર તેને તિરસ્કાર આવ્યો, છૈયાંછોકરાં કંઈ ન હતાં, તેથી અમારા ગામને પાદર આવી તેણે એક નાની નદીને કાંઠે ઝૂંપડી બાંધી ને તેમાં તે રહેવા લાગ્યો.

અમારા ગામના માણસો ખુશી થયા. ઘરડો ઘરડો તો-

પણ શૂરવીર ગામને પાદર રહે તો એટલી ગામને નિરાંત. સૌ તેને વારાફરતી ખાવાનું આપે. સાંજે ડાયરો થાય. વીરો કંઈક જ્ઞાનની ને કંઈક બડાઈની અને કંઇક અનુભવની વાતો કરી સૌને આનંદ પમાડે.

એક વખત ચોમાસાની ઋતુમાં વીરાનો એક પગ વા નીકળવાથી સૂજી ગયો. વેદના બહુજ થાય. ખાવું ભાવે નહિ ને ચલાય નહિ. ઘણાં ઓસડ કર્યાં, પણ ફેર પડ્યો નહિ. ગામના માણસોએ નજીકના શહેરમાંથી હોશિયાર વૈદ્યને પણ તેડાવી દવા કરી, તોપણ દુઃખ તો એટલું ને એટલુંજ. વીરો હવે રહેશે નહિ. તેનું શરીર જરૂર પડી જશે એમ સૌને લાગ્યું. બધા અફસોસમાં પડી ગયા.

એક દિવસ વીરો ઝૂંપડીમાં સૂતો સૂતો અહકારા કરતો હતો. તેના પગમાં દુઃખના સડાકા આવતા હતા. એટલામાં તેની નજર ઝૂંપડીના પગથિયા પાસે પડી. ત્યાંનાં નાનાં પાંદડાં પવનથી આમતેમ હાલતાં જોઇ વીરાની નજર ઠરી. તેણે ઓળખી લીધું કે, પીપળાનો નાનો છોડ કેવો ગેલ કરે છે. અરે ! પ્રભુ એને જીવતો રાખે તો કેવું મજાનું ઝાડ થાય !

મનમાં વિચાર કર્યો કે, "જો ભગવાન મને આ દુઃખ મટાડશે, તો હું આ પીપળાને ઉછેરીને મોટો કરીશ."

કોણ જાણે શું થયું કે વીરાના પગમાં ત્યારથી દુઃખ ઓછું થવા લાગ્યું. બે દિવસ, પાંચ દિવસ એમ આઠ દિવસ થતાં વીરાના પગમાં સડાકા આવતા હતા તે મટી ગયા અને સોજો ધીમે ધીમે ઓછો દેખાયો. બધા રાજી થયા. વીરાને

સાજો થતો જોઇ સૌ હરખાયા અને વીરો હવે હાલતોચાલતો પણ થઇ ગયો. એક દિવસ સવારમાં તેણે પેલા પીપળાને પોતાની ઝૂંપડીની સામે એક ખાડો કરીને રોપી દીધો.

હમેશાં એ તેની સારવાર બહુજ હેતથી કરે. તેના ક્યારામાં ઝીણી કાળી માટી નાખી બે–ત્રણ વખત પાણી પાય. તેને ફરતી કાંટાની વાડ કરી દીધી. તેનાં પાંદડાં ઉપર જીવજંતુને પણ બેસવા ન દે. ઇયળ વગેરે પાંદડાં ખાનારાં જંતુને તરતજ તે ફેંકી દે. ચોમાસું પૂરું થતાં પીપળો એક માથોડું ઊંચો થઈ ગયો અને તેનાં પાંદડાં પણ ખૂબ મોટાં થયાં.

હવે વીરાએ ગામના માણસોને આ પીપળાની વાત કહી, ત્યારે તો સૌના અચંબાનો પાર રહ્યો નહિ. ઘણા માણસો તેની માનતા કરવા લાગ્યા. થાય પણ તેમજ. માનતા કરે કે તરતજ આરામ. વીરો તો મરી ગયો, પણ તેનો પીપળો મોટો થઇને વીરાની પરમ શ્રદ્ધાની વાત પાંદડાં હલાવી કહી રહ્યો છે.

આપણા દેશમાં ઝાડ વાવવાં એ એક પુણ્યનું કામ છે, કેમકે ઝાડ જમીનની અંદરનો રહેલો મીઠો રસ ચૂસી ફળમાં એકઠો કરી આપણને ખાવા આપે છે; વળી જમીનમાં રહેલ સુંદર વાસ પણ ખેંચીને ફૂલમાં ભરી આપણને આપે છે. જે કામ માણસ ન કરી શકે તે ઝાડ કરી આપે છે. વળી ઝાડથી વરસાદ આવે છે, તેથી અનાજ થાય છે ને ચારો થાય છે.

આમ દરેક ઝાડ માનતા કરવા જેવું પવિત્ર છે.

બાળકો ! તમે પણ તમારા ગામને પાદર એક ઝાડ જરૂર ઉછેરજો.

---

# ૨૪—જાપાનનાં બાળકો

(લેખકઃ—શ્રી. રમણીકલાલ જ. દલાલ, બી. એ. એલએલ. બી.)

શિયાળાની એક રાત હતી. જયા ને તેની બા સગડી આગળ બેઠાં હતાં.

"બા! એક વાત કહે ને!"

"હા બા! બહુ દિવસથી તેં વાત નથી કહી." બાબુએ પણ આગ્રહ કર્યો.

બન્ને બાળકો શાંત થઈ ગયાં. એમની બા જરા ચેનથી ગોઠવાયાં. શીંગોની થાળી લઈ ફોલતાં ફોલતાં તેમણે વાત કહેવાની શરૂઆત કરી.

"તમે જાપાન જાઓ તો કેવું?" બાએ કહેવા માંડ્યું: "શોહેઇ ને આઇમિયાકી સાથે રમવાનું ગમે ને?"

"હા, હા. ખૂબ મજા પડે!" બાબુ બોલી ઊઠ્યો: "મને જાપાનની વાતો ખૂબ ગમે છે."

"શોહેઈ અને તેની નાની બહેન આઇ જાપાનના એક સુંદર શહેરમાં રહે છે. એમના ઘરની જમીન સરસ ચકચકિત હોય છે. આગલા બારણા આગળ દરેક જણે બૂટ કાઢીજ મૂકવા પડે. બૂટ પહેરીને તમે અંદર જાઓ તો શોહેઇ તમને અસભ્ય ગણે. મહોલ્લામાં ફરીએ તે બૂટ ગંદા હોય. એવા બૂટ લઈ ઘરમાં જવાય કે?"

"ના. જાપાની લોકો સફાઈ માટે ખૂબ કાળજી રાખે છે.

વારંવાર સ્નાન કરે છે."

"તાંબાકૂંડી ને લોટો લઇને બેસે કે?" બાબુએ પૂછ્યું.

"ના રે ના. શોહેઈ ને આઇનું નાહવાનું જુદીજ રીતનું હોય છે. એમનું ટબ લાકડાનું હોય છે. ધોવાના વાસણ જેવું ગોળ અને ખૂબ ઊંચું. એની એક બાજુએ ચીમની હોય છે."

"ચીમની!" બાબુ હસ્યો.

"હા. નીચે એક ઢાંકણું હોય છે. ત્યાં તેઓ કોલસા નાખે છે. તેની ગરમીથી પાણી ગરમ થાય છે. ચીમનીથી કોલસા સળગે છે. એ ટબની અંદર એક બાજુએ બેઠક હોય છે."

"કેવું વિચિત્ર!" જયા બોલી ઊઠી.

"છોકરાઓ પહેલા નહાય, પછી છોકરીઓ. દરેક એનું એજ પાણી વાપરે."

"એ તો ગંદું થઈ જાય."

"ના." બાએ ખુલાસો કર્યો: "ટબની બાજુમાં એક મેજ મૂકેલું હોય છે. પહેલાં શોહેઇ નાહવા તૈયાર થાય છે. પાણી ગરમ હોય છે. તે કપડાં કાઢે છે. ટબની બાજુએ ઊભો રહે છે. શરીર પર પાણી રેડી સાબૂ ચોળે છે. ખૂબ સાફ કરે છે. ફરી પાણી રેડી મેલ કાઢી નાખે છે. જમીન એવી હોય છે કે પાણી ચાલ્યું જાય છે. આમ તદ્દન સાફ થયા પછી તે ટબ ઉપર ચડે છે. પાણી ખૂબ ગરમ હોય છે. જરા વાર ગરમ પાણીમાં બેસી તે બહાર નીકળી જાય છે ને શરીર લૂછી નાખે છે."

"એટલે ટબમાં બેસતાં પહેલાંજ એ બરાબર નાહી લે છે, ખરું ને?" બાબુએ કહ્યું.

"હા. હવે આઇનો વારો આવે છે. તે પણ સાબૂ લગાવી શરીર સાફ કરી લે છે. પછી પેલા ટબના ગરમ પાણીમાં બેસે છે. તે બહાર આવે છે ત્યારે તેની ચામડી સ્વચ્છ ને લાલઘૂમ બની ગયેલી હોય છે. આપણે તો એવા ગરમ પાણીમાં બેસી પણ શકીએ નહિ; પરંતુ એ લોકો તો ટેવાઈ ગયા હોય છે."

"એમને આપણી નાહવાની રીત વિચિત્ર લાગે છે. એમના જેટલા આપણે સાફ થતા હોઇશું કે નહિ, તેની પણ એમને શંકા રહે છે!"

"એ સૂએ છે કેવી રીતે?" જયાએ પૂછ્યું.

ઘરના એક ખૂણામાં પડદો હોય છે. તેની પાછળ તેમની સૂવાની સાદડીઓ હોય છે. કાગળના પડદા ખેંચી સૂવાના ખંડો બનાવી દેવામાં આવે છે. શોહેઈ ને આઇ તેમની સાદડીઓ લઇ પાથરી દે છે ને જમીન પરજ સૂઇ જાય છે.

ઉનાળો હોય ત્યારે કાગળની જરૂર પડતી નથી. આઇ મોટી થશે ને જાપાની રિવાજ મુજબ વાળ ઓળશે, ત્યારે તે લાકડાના નાનકડા ઓસીકા પર માથું રાખીને સૂશે. એ ઓસીકું લાંબું ને ઉપરથી ગોળ હોય છે. તેના પર ગળું મૂકતાં ફાવે છે. એમ સૂવાથી તેના વાળ ચૂંથાઇ જતા નથી. તેથી તેમને દરરોજ માથું પણ ઓળવું પડતું નથી."

("બાલજીવન"ના એક અંકમાંથી)

---

# ૨૫–મિજલસ

(લેખકઃ–શ્રી. મોહન ઠક્કર)

કાકા રાતે ઘેર આવ્યા કે બધાંજ બાળકો એમને વીંટળાઇ વળ્યાં. એકે કહ્યુંઃ "ચાલો કાકા, જૂહુ. ચાંદનીમાં લહેર પડશે." બીજાએ કહ્યુંઃ "ના કાકા, અમારે 'મીઠી' જોવો છે. કેદીના કહ્યા કરો છો ને લઇ તો જતા નથી." વળી ત્રીજાએ કહ્યુંઃ "શીતળ ટેકરી પરજ જઈએ." ચોથાએ કહ્યુંઃ "ક્યાંય નથી જવું. ચાલો ઉપર અગાસીમાં. આજે ચાંદની છે તે મિજલસ જમાવીએ."

કાકાને છેલ્લી વાત ગમી. બધાં બાળકોએ પણ એને સહર્ષ વધાવી લીધી. "ચાલો, બધાંય અગાસીમાં." કાકાએ કહ્યુંઃ "ગનુ! તું ઉપર જઇ પેલી જાજમ બિછાવતો થા. ભાનુ અને મનુ મળી મારું હાથ વાજું–હાર્મોનિયમ લઈ આવો. કનુ, તું બંસરી અને અંબુ, તું તારી દિલરુબા!" કાકાએ સૌને કામ સોંપવા માંડ્યું. નાના ભરતકુમારને લાગ્યું કે પોતે તો આમાંથી સાવ વિસરાઈજ ગયો. એકદમ એ બોલી ઊઠ્યોઃ "ને કાકા! હું મારું ધોલક લાવું!"

બધાં અગાસીએ ચડ્યાં ને જાજમ પર ગોઠવાયાં. થોડીક સટરપટર વાતો ચાલી. દરમિયાન અંબુએ પોતાની દિલરુબાના તાર મેળવી લીધા ને કાકાએ સૂર સરખા કરી લીધા. બધાં શાંત થયાં ને વાતાવરણમાં રાતરાણીનાં ફૂલની સુગંધ પેઠે અંબુભાઇએ છેડેલી દિલરુબાના સૂરો ગુંજવા માંડ્યા. મીરાંનું

'મેરે જનમ મરન કે સાથી' ભજન શરૂ થયું. ધીરે ધીરે ગીત ખીલવા માંડ્યું ને બધાંએ ઉમળકાભેર એ ઝીલી લીધું. આખરે 'મીરાં કે પ્રભુ પરમ મનોહર'ના આછા આલાપોથી વાતાવરણ ભરી દઇ ગીત પૂરું થયું.

ત્યાર પછી મધુરીએ અને ભાનુએ 'મોરલા આવને' વાળું અભિનય ગીત મંજુલ કંઠે ગાયું. કનુએ એની બંસરી છેડી ને એના છેલ્લા સૂરો શમ્યા–ન શમ્યા ત્યાં–

'ઢીબ ઢીબ ઢીબાંગ, ભાઇ ઢીબ ઢીબ ઢિબાંગ'

કરતા ભરતકુમાર ઊઠ્યા અને ઢોલક બજાવતા ગોળ ગોળ ઘૂમતા ગાવા લાગ્યા.

'ઢોલક ઢિબાંગ, મારું ઢોલક ઢિબાંગ.
રણવીરો કૂચ કરે, સાચી લડાઇ લડે,
શૌર્યગીત ગાય, મારું ઢોલક ઢિબાંગ.
ઢીબ ઢીબ ઢિબાંગ, ભાઇ ઢોલક ઢિબાંગ.'

એવું કાલું ગીત અને અભિનય જોઈ બધાં ખડખડાટ હસી પડ્યાં અને તાળીઓથી એને વધાવી લીધો!

ઉત્સાહ મળતાં એ વધુ ઉમળકાભેર ગાવા લાગ્યો.

તબલું તો ધિન્ન ધિન્ન મંજીરા મિન્ન મિન્ન,
ઢીબ ઢીબ બજે, મારું ઢોલક ઢિબાંગ!

છેલ્લે 'જનગણમન' ગાઇ બધાં વિખરાયાં. દરેક જણ કંઈ ને કંઇ તો ગુંજતું જ હતું. સૌ પોતપોતાની પથારીમાં પડ્યાં ને ઘસઘસાટ ઊંઘી ગયાં.

અધરાતે જ્યારે હું પાણી પીવા ઊઠ્યો, ત્યારે મારી પડખેજ સૂતેલો ભરત બબડતો હતો.

"ઢોલક ઢિબાંગ, ભાઈ ઢોલક ઢિબાંગ,
તબલું તો ધિન્ન ધિન્ન, મંજીરા મિન્ન મિન્ન,
ઢીબ ઢીબ ઢિબાંગ, મારું ઢોલક........"

સ્વપ્નામાંય એને મિજલસ સાંભરતી હતી ! !

## ૨૬—ઉદ્યમ કે ઈશ્વરેચ્છા ?

(લેખકઃ—શ્રી. હીરાલાલ લલ્લુરામ દવે)

દિલ્હીનો બાદશાહ એક વખત શિકારે નીકળ્યો. સાથે કેટલાક સિપાઇઓ અને શિકારીઓ હતા. વૈશાખ માસનો સૂર્ય તપતો હતો. શિકારની શોધમાં દિવસના દસ વાગ્યા સુધી જંગલમાં ઘોડાં દોડાવ્યાં, પણ શિકાર ન મળ્યો. એવામાં એક ચિત્તો નજરે પડ્યો. બાદશાહે તેની પાછળ ઘોડો દોડાવ્યો. બાદશાહની પાછળ બીજા શિકારીઓનાં ઘોડાં હતાં. બાદશાહના મનમાં એમ હતું કે એ ચિત્તાને હું મારા ભાલા વડે વીંધી નાખું. મોત આવ્યું જાણી ચિત્તો છલંગો ભરતો નાસવા લાગ્યો. થોડી વારમાં જંગલની ગીચ ઝાડીમાં તે ચિત્તો અદશ્ય થઇ ગયો. તેની શોધમાં બાદશાહ ઘણો આગળ નીકળી ગયો અને તેના સાથીઓ પાછળ રહી ગયા. બાદશાહ ઘોડો દોડાવ્યે જાય છે. આગળ જતાં ઘાડું જંગલ આવ્યું અને બાદશાહ ભૂલો પડ્યો. અજાણ્યા માર્ગે ઘોડો દોડાવ્યો. ઘોડો દોડ્યો જાય છે પરંતુ જંગલનો છેડો આવતો નથી. મધ્યાહ્નનો સૂર્ય તપ્યો. વૈશાખ માસના ખરા બપોરનો તાપ. આકાશમાંથી જાણે

અંગારા વરસતા હતા. બાદશાહને તરસ લાગી. પાણી મળે નહિ. તેનો જીવ ગભરાવા લાગ્યો. ગળું સુકાવા લાગ્યું. બેભાન થઈ દિલ્હીનો બાદશાહ ઘોડા પરથી નીચે ઢળી પડ્યા. બાદશાહ પડયો તે જગાથી બે હાથ દૂર એક મોટી ખાઇ હતી. બાદશાહનો ઘોડો બાદશાહ પડયો હતો ત્યાં ઊભો રહ્યો. બાદશાહના સાથીદારોએ ઘણી તપાસ કરી પણ પત્તો લાગ્યો નહિ. બાદશાહ બીજે રસ્તે ગયેલો. એ અજાણ્યો રસ્તો. ત્યાં કોઇ જાયઆવે નહિ. પેલા સાથીદારોએ બીજે સ્થળે ઘણી તપાસ કરી. છેવટે નિરાશ થઇ તે પાછા વળ્યા.

બાદશાહ જે સ્થળે પડ્યો છે તેનાથી થોડેક દૂર એક ફકીર ખુદાની બંદગી કરવા માટે જંગલમાં ઝૂંપડી બાંધી રહેતો હતો. બાજુ પર એક ઝરો હતો ત્યાંથી પાણી ભરી ફકીર પાછો આવતો હતો. રસ્તામાં એક ઘોડો અને સવારને જોતાં ફકીર ત્યાં ગયો. જઇને જોયું તો ઘોડેસવાર બેભાન દશામાં પડ્યો છે. કોઇ અમીર માણસ છે. તાપથી બેભાન થયો છે એમ સમજી પેલા ફકીરે બેભાન થયેલા માણસના મોં પર પાણી છાંટયું. એક ડોલ પાણી છાંટયું અને તે માણસે આંખ ઉઘાડી. હાથ–મોં પાસે લઈ જઇ ઈશારતથી સમજાવ્યું કે મને પાણી પાઓ. પેલા ફકીરે ધીમે ધીમે થોડું પાણી પાયું. ત્યાર પછી થોડા સમયે બાદશાહ સ્વસ્થ થયો. બરાબર ભાનમાં આવ્યો એટલે પેલા ફકીરે પૂછ્યું: "આપ કોણ છો?"

બાદશાહે પોતાની ઓળખાણ આપી. તેથી પેલો ફકીર તેને ઝૂંપડીમાં લઇ ગયો અને બોલ્યો: "નામદાર! આ ઝૂંપ-

ડીમાં આપને લાયક ખોરાક તો નથી; પરંતુ જે કંઈ છે તે હું હાજર કરું છું, તો તે સ્વીકારશો." એમ કહી તેણે એક રોટલો અને મરચાની ચટણી લાવી બાદશાહ સમક્ષ રજૂ કર્યાં. લોખંડના તબલામાં પાણી લાવી હાજર કર્યું. બાદશાહ ભૂખ્યો થયો હતો, તેથી આ રોટલો અને ચટણી રાજમહેલના મેવામીઠાઈ કરતાંય વધારે સ્વાદિષ્ટ લાગ્યાં. રોટલો ખાઈ, પાણી પી બાદશાહ શાંત થયો, એટલે જમીન પર એક સાદડી પાથરેલી હતી તે પર તે સૂઈ ગયો. બેત્રણ કલાક તેણે આરામ લીધો, પછી તે ઊઠ્યો અને પેલા ફકીરને કહેવા લાગ્યો: "સાંઇબાવા! તમે મારી જિંદગી બચાવી છે એ ઉપકાર મારાથી નહિ ભુલાય. માટે મારી એક વિનતિ છે કે, આપ મારી સાથે દિલ્હી ચાલો. ત્યાં રહી આપ ખુદાની બંદગી કરજો. તમારા સહવાસથી મને મજા પડશે અને મારા દિવસો ખૂબ આનંદથી પસાર થશે."

ફકીરે કહ્યું: "નામદાર! આપ પધારો. મને ફકીરને અમીર લોકો સાથે રહેવું ઠીક લાગતું નથી. મારે આ જંગલ સારું છે. પરંતુ બાદશાહે ઘણો આગ્રહ કર્યો એટલે ફકીર બાદશાહ સાથે દિલ્હી આવ્યો. ત્યાં બાદશાહે તેને અલગ મહેલ આપ્યો. એ મહેલમાં ફકીર રહેતો. ફકીર પહેરતો હતો તેવાં કપડાં તેણે કાઢી નાખ્યાં અને એક મોટા અમલદારના જેવા ઠાઠથી તે રહેવા લાગ્યો. ત્યાં રહી તે ફકીર ખુદાની ભક્તિ કરતો. ઘણી વખત બાદશાહ પોતે ફકીર પાસે આવતો અને તેને પોતાની સાથે ફરવા લઇ જતો. એ ફકીરની સાથે બાદશાહ કેટલીક

વખત ધર્મની ચર્ચા કરતો અને ફકીર પાસેથી નવું જ્ઞાન મેળવતો.

એક દિવસ બાદશાહની સાથે ફકીર ફરવા ગયો. જમના નદીમાં બાદશાહને સહેલ કરવાની હોડી હતી. બન્ને જણા તેમાં બેઠા. જમના નદીના જળમાં સડસડાટ કરતી હોડી ચાલવા લાગી. થોડી વાર થઈ એટલે બાદશાહે પૂછ્યું: "સાંઇ-બાવા! ઉદ્યમ મોટો કે ઈશ્વરેચ્છા મોટી? આ સંબંધી મને સમજ પડતી નથી; માટે આપ કહો કે બેમાં કોણ મોટું?"

ફકીરે કહ્યું: "નામદાર! આપ તો દિલ્હીના બાદશાહ છો, મહાજ્ઞાની છો ને અનુભવી છો, છતાં આવો પ્રશ્ન પૂછી મારી મશ્કરી શા માટે કરો છો?"

બાદશાહે કહ્યું: "સાંઇ! હું તમારી મશ્કરી કરતો નથી, પણ સાચું કહું છું કે, આ પ્રશ્નનો ખુલાસો કરો અને દાખલાથી સિદ્ધ કરી બતાવો કે બેમાં કોણ ચડિયાતું કહેવાય?"

સાંઇએ કહ્યું: "નામદાર! સહેજ સમજાય તેવું છે કે ઈશ્વરેચ્છા મોટી છે. કહેવત છે કે, 'હુન્નર કરો હજાર પણ ઈશકરુણા વિણ કોડી નવ પાવે.'"

આ પ્રમાણે બાદશાહ અને ફકીર વચ્ચે વાદવિવાદ થયો. ફકીર કહે, "ઈશ્વરેચ્છા મોટી." રાજા કહે, "ઉદ્યમ મોટો."

વાદવિવાદમાં બાદશાહ ગુસ્સે થયો અને પોતાના હાથે બાદશાહી મહોરની વીંટી હતી, તે આંગળીએથી કાઢી જમના નદીના પાણીમાં ફેંકી દીધી અને ફકીરને કહ્યું: "મારી આ વીંટી મને પાછી લાવી આપો, નહિ તો તમને શૂળીએ ચડાવી મારી નાખવામાં આવશે. જોઉં છું કે ઈશ્વરેચ્છા તમને કેવી

રીતે બચાવે છે."

ફકીરે કહ્યું: "નામદાર! એ માટે છ મહિનાની મુદત આપો."

બાદશાહે કહ્યું: "ભલે છ મહિના; પરંતુ છ મહિના પછી એ વીંટી નહિ મળે તો શૂળીએ ચડાવીશ." એમ કહી હોડી કિનારા તરફ આવી.

કાંઠે આવી બન્ને જણા હોડીમાંથી ઊતરી પડ્યા. પોતપોતાના સ્થળે બન્ને જતા રહ્યા. ફકીરના મનમાં ચિંતા થવા લાગી કે, હું આ ઉપાધિમાં હાથે કરીને પડ્યો. જંગલમાં સુખેથી ખુદાની બંદગી કરતો હતો અને મજા હતી; ત્યાંથી બાદશાહ સાથે રાજવૈભવ ભોગવવા આવ્યો તે કમોતે મરવું પડશે. હશે, જે થયું તે ખરું, હવે પસ્તાવો શા કામનો ? એક વખત મરવાનું તો છેજ. ખુદાની મરજી હશે તેમ થશે. મરણના છ મહિના છે એ નક્કી થયું છે, માટે હવે પરમેશ્વરની બરાબર ભક્તિ કરી લેવી. એમ સમજી ફકીરે આખો દિવસ ખુદાની બંદગી કરવા માંડી. નિયમ પ્રમાણે પાંચ વખત નમાજ પઢે અને પવિત્ર રહી પ્રભુભજન કરે. બાદશાહને મળવા પણ જતો નથી. કોઇક વખત બાદશાહ ખુદ મળવા આવે તો બે-ઘડી વાતચીત કરી વળી પાછો ખુદાના નામની માળા ફેરવે.

કોઇ વખત બાદશાહ આવે અને કહે, "સાંઈ! કહો ને કે ઉદ્યમ મોટો તો તમારી સજા માફ કરું." સાંઇ કહે, "ખુદાએ જન્મ આપ્યો છે તે ખુદા પાર પાડશે. મારી ફિકર તેને છે. એ બહુ દયાળુ છે. ખુદા જે કરશે તે સારુંજ કરશે." આ પ્રમા-

ણે છ મહિના પૂરા થવા આવ્યા.

છ મહિનામાં ફક્ત બે દિવસજ બાકી છે. એટલે ફકીરે પુણ્યદાન કરવા માંડ્યાં; કારણ કે હવે દુનિયામાં બે દિવસજ જીવવાનું છે, તો પછી જેટલું થાય તેટલું પુણ્ય કરી લેવું. બાદશાહે હુકમ કરેલો કે સાંઇ જેટલું ધન માગે તેટલું ધન તેમને પુણ્યદાન કરવા રાજ્યની તિજોરીમાંથી આપવું.

ગરીબ લોકોને ફકીર અનાજ વહેંચે, કપડાં વહેંચે, મેવા-મીઠાઇ વહેંચે. આ પ્રમાણે પુણ્ય કરે છે એવામાં એક મસ્ત ફકીર આવ્યો. તે બોલ્યો: "આપ પુણ્યદાન કરતા હો તો હું માગું તે આપશો?"

ફકીર કહે, "હા, આપ કહેશો તે આપીશ. હું બાદશાહ નથી, માટે વિચાર કરીને માગજો."

પેલો મસ્તાન કહે, "તમારાથી થઇ શકે તેવું માગીશ. બોલો આપશો?"

સાંઇ કહે, "હા, જરૂર આપીશ. બોલો શી ઇચ્છા છે?"

મસ્ત ફકીર કહે, "તમે જાતે બજારમાં જાઓ. ત્યાંથી એક તાજી મોટી માછલી લાવો. તમારા હાથે મારા ભોજન માટે તે તૈયાર કરો. મારી આ ઇચ્છા તમે પૂરી કરશો, તો ખુદા તાલા તમારી મુરાદ પૂરી કરશે."

આ મસ્ત ફકીરની માગણી ભારે તો ન હતી. પરંતુ એ કાર્ય પેલા સાંઇને શરમાવે તેવું હતું. તે સાંઇ કોઇ દિવસ માંસ ખાતો ન હતો; એટલુંજ નહિ પણ માંસને અડકતોએ નહિ. એને આ કાર્ય તરફ તિરસ્કાર હતો; તોપણ વચનથી બંધાયલો

સાંઇ જાતે બજારમાં ગયો અને મસ્ત ફકીરના કહેવા પ્રમાણે બધી વ્યવસ્થા કરી.

તે મસ્ત ફકીર ખુશ થતો ચાલ્યો ગયો. બીજે દિવસે પેલા સાંઈ બાવાને શૂળી પર ચડવાનું હતું. બાદશાહના મનમાં હતું કે સાંઇ બાવા એમ કહે કે ઉદ્યમ મોટો તો હું એમની સજા રદ કરું; તેથી બાદશાહે પોતાના હજૂરિયાને મોકલી કહેવરાવ્યું: "હજી ઉદ્યમ મોટો એમ કબૂલ કરો."

બાદશાહનો હજૂરિયો સાંઈ બાવાના મહેલે આવ્યો અને બાદશાહનો સંદેશો કહ્યો. તેના જવાબમાં સાંઇબાવાએ કહ્યું: "મારે બાદશાહને મળવા આવવું છે અને મારી છેલ્લી ઇચ્છા છે કે, હજૂર મને ભરદરબારમાં મળે." સાંઇના કહેવા પ્રમાણે બાદશાહે દરબાર ભર્યો.

સાંઈબાવા બાદશાહના સિંહાસન પાસે ગાદી પર બેઠા છે. કલાક બે કલાક પછી તો એમને શૂળી પર ચડવાનું છે; તો-પણ બધા દરબારીઓ કરતાં તેમના મોં પર આનંદ વધારે જણાય છે. દરબાર ભરાઇ રહ્યો. નાચ, મુજરા થઈ રહ્યા. પછી સિંહાસનેથી બાદશાહ બોલ્યો: "અય ખુદાના પ્યારા સાંઇ! શા માટે જીદ કરો છો! કબૂલ કરો કે ઉદ્યમ મોટો છે એટલે તમે છૂટા છો. તમારી સજા માફ છે." તે સાંભળી સાંઈબાવા ગાદી પરથી ઊઠ્યા. બાદશાહી ગાદીને મુજરો કરી તે બોલ્યા: "નામદાર! ઉદ્યમ તો બધા કરે છે. પણ પરમાત્માની મરજી પ્રમાણે દરેકને રોટી મળે છે." એમ કહી પોતાને હાથે બાદ-શાહની શાહીમહોરની વીંટી હતી, તે કાઢી તેણે બાદશાહના

હાથમાં મૂકી અને બોલ્યો: "જેને હજાર હાથવાળો બચાવે છે, તેને બે હાથવાળો શું કરશે?"

બાદશાહે વીંટી ફેરવી ફેરવીને જોઈ; પરંતુ તે એજ વીંટી હતી કે જે તેણે જમના નદીના જળમાં ફેંકી દીધી હતી. વીંટી જોઈ બાદશાહ નરમ થઈ ગયો અને તેણે કબૂલ રાખ્યું. "સાંઇ-બાવા! આપનું કહેવું સાચું છે કે ઈશ્વરેચ્છા મોટી છે."

"તમને શૂળીએ ચઢાવવાનું મેં આજે નક્કી કર્યું હતું અને મને ખાતરી હતી કે એક કલાક પછી સાંઈબાવા આ દુનિયા-માં નહિ હોય. પરંતુ પરમાત્માએ આપને બચાવ્યા છે. આ આ વીંટી આપને શી રીતે મળી તે કહો."

સાંઇ કહે, "આજથી બે દિવસ પર એક મસ્ત ફકીર આવ્યો અને તેણે પોતાની ઇચ્છા મુજબ મારી પાસે ખોરાક માગ્યો. એ ખોરાક તૈયાર કરતાં મને ઘણું દુઃખ થયું; પરંતુ જ્યારે મેં માછલી ચીરવા માંડી, ત્યારે તે માછલીના પેટમાંથી વીંટી નીકળી. તે પર ખુદ બાદશાહની મહોર હતી. તે જોઇ મેં તે વીંટી લઈ લીધી. તે વીંટી આજે આપની હજૂરમાં મેં રજૂ કરી છે."

બાદશાહ ફકીર પર ખુશ થયો અને તેને બાદશાહી પોશાક ભેટ આપ્યો. તે વખતે સાંઇની પાસે પોતાનાં અસલ ફકીરી કપડાં હતાં તે તેણે પહેર્યાં. બાદશાહી પોશાક તથા બીજાં કપડાં બાદશાહને ચરણે ધરી ફકીર બોલ્યો: "બાદશાહ સલા-મત! હવે મને મારી અસલ જગાએ જવા રજા આપો."

બાદશાહ કહે, "સાંઈબાવા! તમને અહીં કંઇ દુઃખ પડ્યું? આપ એકદમ શા માટે ચાલ્યા જાઓ છો?"

ફકીર કહે, "ઠીક થયું કે ખુદાએ મને આજે ઉગાર્યો, નહિ તો આજે હું કમોતે મરત. જંગલ છોડી રાજમહેલમાં રહેવાની મેં ઇચ્છા કરી તેથી આવી ઉપાધિમાં આવી પડ્યો. અમને ફકીરને તો જંગલ ભલું, એમ કહી તે જંગલ તરફ ચાલતો થયો.

("બાલમિત્ર"ના એક અંકમાંથી)

---

# ૨૭–કિશોરીનો ઝભ્ભો

(લેખકઃ–શ્રી. દિલખુશ બ. દીવાનજી)

તે રાત્રિએ આકાશ ઘનઘોર વાદળથી છવાઈ ગયું હતું અને તેની છાયામાં ચંદ્રમા પણ અદૃશ્ય થઇ ગયો હતો.

આથીજ મારા ગાડીવાળાએ ખૂબ જોરમાં ગાડી હાંકી મૂકી.

રાત્રિની નિઃશબ્દ શાંતિમાં મારા કાન પર કાંઈક અવાજ પડ્યો.

હું ચમક્યો—કંઇક આતુરતાથી એ અવાજ સાંભળવા લાગ્યો.

પવનના સુસવાટામાંથી એ અવાજ સીધો મારા કાન પર અથડાવા લાગ્યો. મને શક પડ્યો કે મારી ગાડી પાછળ પાછળ એ અવાજ પણ સાથે આવતો હતો.

તરતજ મેં ગાડીવાનને કહ્યુંઃ "સબૂર."

ગાડી ઊભી રહી.

પછી તો અવાજ બંધ થયો. કશું સંભળાતું નહોતું.

ફરીથી ચાબુક વીંઝાઇ—ઘોડાઓ ઝબક્યા અને સપાટા-બંધ ગાડી ચાલવા લાગી.

એટલામાં વરસાદ પડવા લાગ્યો, ઘોડાઓ ભીંજાવા લાગ્યા.

પાછા પેલા સ્વરો પવન પર અથડાવા લાગ્યા.

ગાડીવાને ફરીથી ગાડી ઊભી રાખી. ગાડીમાંથી હું ઊતરી પડ્યો. "આ શહેર! આ કરુણ અવાજો ક્યાંથી આવે છે?"

તપાસ કરતાં મારી ગાડીના નીચેના ભાગ પર એક બાળા મેં જોઇ. તે બાળા એકલી બેઠી હતી.

હું તે બાળા પાસે ગયો અને પૂછ્યું:

"બહેન! કેમ રડે છે?"

બાળા કાંઇ બોલી નહિ. થોડી વાર શાંત રહી અને પછી અત્યંત કરુણ સ્વરે બોલી ઊઠી:

"મારો ઝભ્ભો!"

એટલાજ શબ્દો કહેતાં એ બાળા ખૂબ રડી પડી. રડતાં રડતાં ગાડીના નીચલા ભાગ પરથી તે નીચે કૂદી પડી.

ફરીથી મેં પૂછ્યું:

"બહેન! તને શાનું દુઃખ છે?"

અનાથ બાળા બોલી : "જુઓને, પેલો.......પે....લો મારો ઝભ્ભો!"

હું સમજ્યો. મારી ગાડીનાં પૈડાંમાં એક ફાટ્યોતૂટ્યો, મેલોગંદો ઝભ્ભો વીંટળાઇ ગયો હતો! મેં તે જોયો. એ ઝભ્ભો એટલો બધો ફાટી ગયો હતો કે દીવાબત્તી લૂછવામાંજ કામ આવે.

પૈડાંના સળિયામાં એ એટલો બધો લપેટાઇ ગયો હતો કે મહામહેનતે મેં એ ખેંચી કાઢ્યો.

મેં બાળાને પૂછ્યું: "આ તોફાની રાત્રિએ બહેન! તું એકલી એકલી ક્યાં જાય છે?"

બાળા કંઈક ગભરાઇ અને બોલી: "પેલા ગામમાં."

મેં કહ્યું: "મારી ગાડીમાં બરાબર બેસી જા."

ગાડીમાં ગરીબ બાળા બેઠી તો ખરી. પરંતુ એને કંઇ ચેન ન પડ્યું. ગાડી ચાલવા માંડી અને તે બિચારીની ફીક્કી પડી ગયેલ આંખમાંથી ડળક ડળક આંસુ પડવા માંડ્યાં. તે બાળા એટલું બધું રડતી હતી કે એના દુઃખનો જાણે અંત-જ ન હોય.

"બહેન! તું ગામમાં ક્યાં રહે છે?"

રડતાં રડતાં બાળાએ જવાબ આપ્યો:

"મારું નામ કિશોરી. હું અનાથ છું."

ફરીથી સ્મરણો જાગ્યાં હોય તેમ તે પાછી ડૂસકે ડૂસકે રડવા લાગી. એ બધું રુદન પેલા ફાટી ગયેલા ઝભ્ભા માટે હતું.

ગાડી તો સપાટાબંધ ચાલતી હતી. ગામ આવી ગયું. છતાં દુનિયાના રહી ગયેલા એકના એક પ્રિય સાથી, પેલા

ઝભ્ભા માટે કિશોરીનું રુદન ચાલું રહ્યું !

અમે ગામમાં આવી ગયાં. ધર્મશાળામાં કિશોરીને ઉતારી માલિકને બધી હકીકત કહી થોડા પૈસા આપ્યા. પછી મેં જણાવ્યું:

"આ બિચારીને નવો ઝભ્ભો ખરીદી આપજો."

એટલામાં બાળા બોલી ઊઠી:

"અને જોજો, કાળા રંગનો ગરમ ઝભ્ભોજ લાવજો."

બીજે દિવસે નવો ઝભ્ભો મળતાં કિશોરી ખુશ ખુશ થઇ ગઈ.

કેટલી નિર્દોષ બાળા અને કેટલી ભયંકર ગરીબાઇ !

* * * *

આજના સંસારમાં શ્રીમંતોની એવી સંખ્યાબંધ ગાડીઓ ઝપાટાબંધ ચાલી જાય છે અને ગાડીના પાછલા ભાગમાં બેઠેલા લાખો ગરીબોના ઝભ્ભાઓ એ ગાડીનાં પૈડાં નીચે કચરાઇ જાય છે, એમની જીવનલીલા કચરાઇ જાય છે.

એ લાખોનાં રુદન કોણ સાંભળશે?

એકાદ ગાડીવાળો, એકાદ બાળાને, એકાદ ઝભ્ભો આપી દે તેથી કંઈ લાખોનાં દુઃખોનો અંત આવશે?

એ ગાડીજ ન હોત તો!

("કિશોર"ના એક અંકમાંથી)



## ૨૮–બાપનો બોલ

( લેખકઃ–' શ્રીરામ ' )

ત્રણ મહિના પછી શત્રુસૈન્યે ગઢના દરવાજા ઠોકવા માંડ્યા. યુદ્ધ શરૂ થયું ત્યારે શરત્કાળ હતો. હવે ઠંડી શરૂ થઈ ચૂકી હતી. પર્વતો ઉપર 'પ્લામ' પુષ્પો ફૂટી નીકળ્યાં છે; તોપણ યુદ્ધવિરામનો કાંઠો દેખાતો નથી.

ઊંચો કોટ ને ઊંડી ખાઇઓથી વીંટળાયેલ દુર્ગ સુરક્ષિત હતો........યોદ્ધાઓ દિનરાત તીર લઇને ગઢની ચોકી કરતા હતા. વચ્ચે કોઇ કોઇ વાર શાંત તીરવર્ષાની નીરવ સ્તબ્ધતાને ક્ષુબ્ધ કરતી બંદૂકોની ગોળીઓના ધડાકા પણ સંભળાતા હતા.

ગઢમાં લડવૈયા ખુટાડ્યા ખૂટે એમ નહોતું; ખૂટી પડ્યાં હતાં માત્ર દાણાપાણી. સંઘરેલ દાણાપાણીનાં તળિયાં દા'ડે દા'ડે સાફ થવા માંડ્યાં હતાં. હવે તો દારુણ ભૂખમરો શરૂ થઇ ચૂક્યો હતો. કોઇને ઉપવાસ, તો કોઇને અધપેટ ખાવાનું મળતું.

દુર્ગાધિપતિ સામંતરાજ સાતોમિ મહામૂંઝવણમાં ગરકી પડ્યા હતા. આ પાર કે પેલે પાર લઈ જતી કોઇ પણ વ્યવસ્થા હવે તો કરવીજ રહી. શત્રુસેનાની યુદ્ધશક્તિ કે સંગ્રામકૌશલ્યનો તેમને ભય નહોતો; એમને ભય હતો એના નાયકોના યુદ્ધવ્યૂહની કુશાગ્ર બુદ્ધિનો. દુશ્મનના એ એકમાત્ર સેનાપતિના ઉપર જયપરાજય તોળાતો હતો. એ નાયકનો જો

કોઈ પણ ઉપાયે 'ફેંસલો' કરી નાખવામાં આવે, તો પોતાનો વિજય ચોક્કસ છે એ સામંતરાજ સાતોમિ જાણતા હતા.

પણ ઉપાય શો? મરણિયા થઇને એમણે પ્રતિજ્ઞા લીધી–જે કોઇ દુશ્મનના સેનાપતિનું મસ્તક લાવી આપશે, તેને પોતે પોતાની લાડીલી ને રૂપવતી કન્યા અર્પણ કરશે.

× × × ×

એક દિવસ બપોરે આકાશે રક્તવર્ણ ધારણ કર્યો હતો. ઘેરાયેલા સૈનિકોનાં ભૂખ્યાંતરસ્યાં હાડપિંજરોમાં કાતિલ ઠંડીની કંપારી વછૂટતી હતી. સાંજ પડતાં તો બરફ ગરવા લાગ્યો. જોતજોતામાં ગઢની ભૂમિ, ઝાડપાલો ને કોટના કાંગરા બધું બરફથી છવાઈને ધોળુંધફ થઇ ગયું.

સામંતરાજે એક શિકારી કૂતરો પાળ્યો હતો. એનું નામ હતું જાતસૂબૂસા. એ કૂતરો જેટલો રૂપેરંગે ફાંકડો દેખાતો હતો, તેટલોજ સ્વામીભક્ત અને બહાદુર હતો. કમનસીબે આજે તે વહાલસોયો કૂતરો પણ ક્યાંક અદશ્ય થઈ ગયો હતો. કોઇને ખબર ન પડી કે એ કયાં ચાલ્યો ગયો હતો.

બીજે દિવસે સવારે સાતોમિએ પોતાના અંતેવાસી સાગરીતો સાથે સલાહ મેળવવા દરબાર ભર્યો. બધાએ એવોજ મત આપ્યો કે દુર્ગમાં ગોંધાઈ રહી ભૂખેતરસે કમોતે મરવા કરતાં દરવાજા ખોલીને કેસરિયાં કરી વીરોચિત મૃત્યુને ભેટવું એજ યોગ્ય છે. આમ તરફડી તરફડીને મરવું એ વીરનો ધર્મ નથી.

એવામાં કોણ જાણે ક્યાંથી પેલો કૂતરો કૂદતો કૂદતો

પૂંછડી પટપટાવતો રાજદરબારમાં આવી હાજર થયો. એના મોઢામાં લાંબા લોહી ખરડાયેલા વાળવાળું કોઇ પુરુષનું મસ્તક હતું. બધાએ આશ્ચર્યચકિત આંખે જોયું કે એ માથું બીજા કોઈનું નહિ, પણ સાતોમિના પરમ શત્રુની સેનાના નાયકનું હતું!

ઘણે વંખતે શોકડૂબ્યા ગઢમાં આનંદના જયધ્વનિ થવા લાગ્યા. સાતોમિની સેના કોઇ ધસમસતા ઘોડાપૂરની પેઠે દુર્ગદ્વાર મોકળાં કરીને બહાર પડેલી શત્રુસેના ઉપર ગીધની ઝડપે તૂટી પડી. એક બાજુ નાયકનો અભાવ ને બીજી બાજુ અણધાર્યું ને આકસ્મિક વ્યવસ્થિત આક્રમણ. શત્રુદળ ઝાઝી ટક્કર ઝીલી શક્યું નહિ. જોતજોતામાં અવ્યવસ્થિત ટોળાંની માફક વેરવિખેર થઈ નાસી છૂટયું.

× × × ×

સાતોમિ મહારાજના દેશમાં ફરી સુખશાંતિના સોનેરી દિવસો ઊગ્યા. પણ માનવીનું મન કેવું ચંચળ હોય છે! જે સ્વામીભક્ત કૂતરાને કારણે સામંતરાજના રાજમાં સોનાનો સૂરજ ઊગ્યો, તે હવે એમની આંખનો કાંટો થઇ પડ્યો. એને હવે એ લાડકોડ કરાવતા નથી—પાસે પણ બોલાવતા નથી! એ નજરે પડતાંજ સામંતરાજને પોતાની પ્રતિજ્ઞા યાદ આવી જતી ને તરતજ એમના હાડેહાડમાં દારુણ ઉદ્વેગ ને જુગુપ્સા સળગી ઊઠતાં. "કઇ કપરી ઘડીએ હું એ પ્રતિજ્ઞા લઈ બેઠો!" સામંતરાજનું હૈયું કકળી ઊઠતું.

રાજાનું જોઇને સામંતવર્ગ પણ નિમકહલાલ કૂતરાને

હડેહડે કરવા લાગ્યો. દાસદાસીઓ પણ સૌનું જોઇને એને હડેહડે કરતાં. એને જોતાંજ સૌ કોઇ હાંકી કાઢતાં. અવજ્ઞા, અનાદર, હડેહડેના બોલ ને અનાહારની કરુણ વેદનામાંથી કૂતરો વરતી ગયો કે હવે કોઇને એની જરૂર નહોતી. મૂક દુઃખદૈન્યની કાતર વેદનાભર્યો એ કૂતરો હવે પોતાની જાતને સંતાડતો સંગસાથી વિહોણો એકલો રખડવા લાગ્યો.

નિરપરાધી, વાચાહીન, આશ્રિત પ્રાણીની આ દુર્દશા જોઇને રાજકન્યાનું હૈયું સમવેદનાથી રડી ઊઠતું. એને થયું, માનવીની અકૃતજ્ઞતા, નિષ્ઠુરતા અને અવિચારની કંઇ હદ હોય છે! અને પોતાના પિતા! જેના તરફ એને આટલો બધો ભક્તિશ્રદ્ધાભાવ છે, તે પણ આટલો અનાચાર આચરી શકે છે. એ વિચારે રાજદુહિતાનું કોમળ હૈયું સમસમી ઊઠયું.

જાપાનના સામુરાઇ (ક્ષત્રિય) ના બોલની કિંમત જેવી-તેવી ગણાય? એક વાર મોઢે બોલ્યા પછી જાનજિગરને ભોગે પણ બોલ્યું ફોક કરવાનો એમનો સ્વભાવ નથી. પિતા જ્યારે પ્રતિજ્ઞાવિમુખ થતા હતા, ત્યારે એના સંતાનનો એ ધર્મ થઇ પડતો હતો કે એ પિતૃપ્રતિજ્ઞાનું પાલન કરી બતાવે! આશ્રિતનો બધાએ ત્યાગ કર્યો એટલે હું એનો સ્વીકાર કર્યા વિના રહી શકું એમ નથી. એવો વિચાર કરીને રાજકન્યાએ કૂતરાના લાલનપાલનનો ભાર લેવાનો સંકલ્પ કર્યો.

× × × ×

જાતસૂબૂસા ને રાજકન્યા શોધ્યાં જડતાં નથી. લાડીલી દીકરી ચાલી જતાં સ્નેહવત્સલ બાપના શોકનો પાર નથી.

એની શોધ માટે બાપે દશેદિશ માણસો મોકલ્યાં, પણ ક્યાંયે એની ભાળ લાગી નહિ. દીકરીને દુઃખે રાજા જેટલા શોકાતુર થયા એટલાજ એ કૂતરા ઉપર રોષે ભરાયા. એ હતભાગીજ આ બધાં અનિષ્ટનું મૂળ છે!

× × × ×

કેટલાંયે ગિરિનદી ને કરાડકોતર ખૂંદીખોદીને રાજદુહિતા દેશાંતર કરી રહી છે. એની પાછળ એકમને પેલું વફાદાર પ્રાણી પગલાં માંડતું ચાલે છે. પિતાના અન્યાયનું પ્રાયશ્ચિત્ત કરવા દુહિતાએ વગડાનો વાસ સ્વીકાર્યો. સહાયસાધનહીના, રાજનંદિની ભિખારણની માફક ભટકતી હતી; છતાં પણ એના દિલમાં દુઃખદ્વેષનો છાંટો નહોતો. એણે શોકસંતાપ-હારી દયામય ભગવાન બુદ્ધનું શરણ લીધું હતું. શરણાગતને દયામય ભગવાન તરછોડતો નથી, એ એની અંતરતમ શ્રદ્ધા હતી.

એક ગિરિગુફામાં એણે આશ્રય લીધો. શ્વાન એની નજર આગળથી રજમાત્ર ખસતો નહિ. પડછાયાની માફક એ એને મનપ્રાણથી અનુસરતો. રાત્રે કઠણ ભૂમિ ઉપર ગુફામાં રાજ-કન્યા નિદ્રાને ખોળે આશ્રય લેતી, ત્યારે પણ શ્વાન ગુફાને બારણે ખડા સૈનિકની ચોકી કરતો. દિવસે જ્યારે ભિક્ષુવેશા રાજકન્યા ભિક્ષાપાત્ર હાથમાં લઇ ગામડાંઓમાં ભટકતી, ત્યારે પણ શ્વાન એની સાથેજ જતો.

રોજ રાજકન્યા સ્નાન કરી તથાગતના ધ્યાનમાં લીન થતી. કૂતરો પણ જાણે એના દિલની ભક્તિ અનુભવતો હોય તેમ રાજકન્યાના ધ્યાનસ્થ દેહ પાસે નતમુખ સ્થિરતા ધારણ

કરીને બેસી રહેતો. રાજકન્યા, પિતાને શ્વાન માટે પ્રાર્થના કરતી. એ કહેતીઃ "પ્રભો! આ સાહસી ને સ્વામીભક્ત પ્રાણીમાં આત્માનો સંચાર કરો, એનો જન્મમૃત્યુની જટિલ જાળમાંથી ઉદ્ધાર કરો. તમારી અપાર કરૂણાના આશ્રય હેઠળ એનો તમે સ્વીકાર કરો; કારણ કે સૌએ એનો ત્યાગ કર્યો છે."

એ રીતે દિવસો જતા. ધીમેધીમે જ્યારે રાજકન્યા ધર્મ-ગ્રંથનાં સૂત્રોનો પાઠ કરતી, ત્યારે એની સંમુખ બેઠેલ શ્વાનની આંખમાં જાણે અપાર્થિવતાનો ભાવ ફૂટી નીકળતો. જાણે તે બધું સમજતો ન હોય! તપસ્યાનો મહિમા જાણે એને પણ સ્પર્શ કરતો ન હોય! કેમ જાણે જાનવર માનવીની ઉન્નત ચેતનાની અવસ્થાએ ન પહોંચ્યું હોય!

× × × ×

એક દિવસે સવારે સામંતરાજ સાતોમિનો કોઇ એક દરબારી બંદૂક લઇને શિકારે નીકળ્યો હતો. પહાડોની ખીણમાં ચાલતાં એની નજર એક ગુફાના બહિર્દ્વાર આગળ સ્થિર થઇને બેઠેલા કૂતરા ઉપર પડી. જોતાંજ એણે કૂતરાને વરતી કાઢયો. "અરે, આજ પોતાના સ્વામીને દુઃખમાં ધકેલી દેનાર કૂતરો! આનેજ કારણે એણે પોતાની લાડીલી કન્યા ગુમાવી દીધી. એને હવે કેમ જીવવા દેવો!" આવો વિચાર કરતોકને એણે હાથમાં પકડેલ બંદૂક તાકી ઘોડો દાબ્યો. એ પછી આગળ વધીને એ શ્વાનના લોહી નીગળતા શબ પાસે ગયો.

એણે જોયું કે પ્રાણહીન શ્વાન ભોંયે પડયો હતો; પણ

એના વિગતપ્રાણ દેહ પાસે આ કઇ નારીનો ઝાઝુ સુંદર-મૃત-દેહ ! ભય ને આશ્ચર્યથી તે સ્તબ્ધ બની ગયો. બંદૂક છોડતી વખતે એણે જોયું નહોતું કે કૂતરાની ઓથે એના રાજાની વહાલી દીકરી બેઠી હતી.

× × × ×

નિમકહલાલ શ્વાનનો સ્વીકાર કરીને ભગવાન બુદ્ધને શરણે ગયેલી રાજનંદિનીએ પ્રાણ સમર્પણ કરી પિતૃપ્રતિજ્ઞાનું પાલન કર્યું. ભગવાન બુદ્ધનું શરણું ઉજાળ્યું.*

# ૨૯–કરીમ ઘાંચી

( લેખકઃ–શ્રી. દાઉદભાઇ સુલેમાન )

કરીમનો પહેરવેશ બહુજ સાદો હતો. પોતે દરરોજ એક બાંડિયું, સાદી પટીનું ખાખી ખમીસ અને લૂંગી જેવી નાની ધોતલી પહેરતો. જોડા તો કોઈ દિવસ જોવામાંજ ન આવતા. આમ પહેરવેશમાં કરીમ ઘાંચી બહુજ સાદો હતો.

કરીમ તેલ આપવામાં જરાય ઓછું તોળતો નહિ. ઘરાકને તે થોડું વધારે તેલ આપતો. કોઈનું મન કચવાય એ તેને જરાય ગમતું નહિ. નાનું છોકરું આવે કે મોટું આવે; પણ કરીમ કોઇને જરાએ છેતરતો નહિ. આમ તો કરીમ પ્રામા-

* જાપાનની એક મધ્યયુગની લોકવાર્તા. ( બંગાળી "પ્રવાસી"માંથી )

ણિક અને ખરાવાદી હતો.

કરીમ હમેશાં સવારે વહેલો ઊઠીને ઢોરને પાણી પાતો. પછી બળદને ઘાણીએ જોડતો. દિવસ આથમતાં છ–સાત ઘાણી તે કરતો. તેનાં કપડાં તેલથી ભીંજાઇ જતાં. દરેક કામ તે પોતે જાતેજ કરતો. એ રીતે કરીમ ખરેખરો મહેનતુ હતો.

કરીમ એકલા તલ પીલતો નહિ; એરંડિયું, સરસિયું વગેરે પણ તે પીલતો. મોટા મોટા શાહુકારોનાં તેલીબિયાં પીલવા તે રાખતો અને ઘરાકને જે વાયદો કર્યો હોય તે વખતેજ ચોક્કસ માલ બનાવી આપતો. આમ કરીમ બહુજ નિયમિત હતો.

કરીમની દુકાનેથી કોઇ દિવસ ફકીર, સાધુ વગેરે અતીતો પાછા ફરતા નહિ; કરીમની દુકાનેથી તેઓને પાઇ–પૈસો તો મળતોજ. તેનું ધાર્મિક દિલ આવાં કામો પ્રત્યે ઉદાર હતું. મંદિર કે મસ્જિદ જ્યાં સખાવતો થતી ત્યાં કરીમનું નામ પહેલું હોયજ. તેને મન મંદિર કે મસ્જિદ, હિંદુ કે મુસલમાન સરખાજ હતા. આમ કરીમ ઉદાર અને ધાર્મિક તેમજ એકતાપ્રિય હતો.

(" બાલમિત્ર "ના એક અંકમાંથી )



# ૩૦—પરાક્રમી દિનુ

(લેખકઃ—શ્રી. મનહરલાલ સા. શાહ)

દિનુ ખૂબ શાંત અને ઓછાબોલો છોકરો હતો. આખો દિવસ તે તેના ઓરડામાં બેસીને એરોપ્લેન, રેડિયો, વાયરલેસ, ટેલિવિઝન વગેરે વિષયોની ચોપડીઓજ વાંચ્યા કરે.

દિનુને દરિયા વચ્ચે આવેલા અજાણ્યા ટાપુઓમાં જઈ પહોંચવાની પણ ખૂબ હોંશ હતી. પણ ત્યાં જવાય કેવી રીતે?

બંદર દરિયાકિનારેજ હોય. દિનુ એવા એક બંદરમાં રહેતો, એટલે દરિયો નજીકજ હતો. દરરોજ સાંજે એ દરિયાકિનારે આવતો અને એકચિત્તે દરિયાને જોઇ રહેતો. તેને થતું, "કયે દિવસે હું આ દરિયાને ખૂંદી શકીશ?"

એક દિવસ છેક અંધારા સુધી દિનુ દરિયાકિનારે બેસી રહ્યો. ત્યાં તો તેણે દૂર દૂર બત્તીઓની હાર જોઇ. હળવે હળવે તે ખૂબ નજીક આવી. એ તો એક મોટી સ્ટીમર હતી. સ્ટીમર એકદમ નજીક આવીને ઊભી રહી.

દિનુને તરતાં આવડતું હતું, એટલે એણે સાહસ ખેડ્યું. તે તરતો તરતો ને લપાતો લપાતો સ્ટીમર પાસે પહોંચી ગયો અને છાનોમાનો અંદર ચડી ગયો. સ્ટીમરના કપ્તાનને આ બંદરમાંથી કંઇક જરૂરી વસ્તુઓ ખરીદવી હતી, એટલે એ એક હોડીમાં બેસી કિનારે જઇને બંદરમાં ગયો. ત્યાંથી થોડા વખતમાં તે પાછો આવ્યો અને સ્ટીમર ઊપડી.

બે દિવસ સુધી હિનુ એક અંધારા ખૂણામાં ભરાઇ રહ્યો, પણ એમ ક્યાં સુધી ચાલે ! હિંમત રાખીને એ હળવે હળવે બધી કૅબિન ( ઓરડી ) પાસે ફરવા નીકળ્યો. એક કૅબિનનું બારણું થોડુંક ખુલ્લું હતું. તેમાંથી એક ધોળા વાળવાળો પણ મજબૂત બાંધાનો માણસ અને એક હિનુ જેવડો છોકરો દેખાયા. તેઓની વાતચીત પરથી હિનુ સમજી શક્યો કે એ લોકો આ સ્ટીમરના માલિક છે અને તેઓ કોઇ વિચિત્ર ટાપુમાં કંઇક શોધ કરવા જાય છે. તે ખૂબ રાજી થયો. એણે અંદર જઇને પોતે એવા ટાપુ પર આવવાને ઘણોજ ખુશી છે એમ જણાવ્યું.

એ વૈજ્ઞાનિક પ્રૉફેસર બહુજ ભલા માણસ હતા. એમણે હિનુને ખૂબ પ્રેમથી રાખ્યો. પ્રૉફેસરનો ભત્રિજો નાથુ, હિનુનો ખાસ દોસ્ત બની ગયો.

થોડાજ દિવસોમાં તેઓ તેમના ધારેલા ટાપુ પર આવી પહોંચ્યા. સ્ટીમર ઊભી રહી અને સૌ ઊતરી પડ્યા. હિનુ ને નાથુ તો રાજી રાજી થઇ ગયા. આવો રળિયામણો ટાપુ જોઇને હિનુ ને નાથુ તો નાચવાજ લાગ્યા. જાતજાતનાં ઝાડ ને ભાતભાતનાં પંખી, તરેહ તરેહનાં ફૂલ ને અવનવાં ઝરણાં, એ બધું એવું ખુશનુમા હતું કે તમે જો ત્યાં જાઓ તો તમેય નાચવા લાગો.

પ્રૉફેસરે બધા માણસોને તૈયાર કર્યા અને સાવધ રહી આગળ વધવા કહ્યું. કેમ ખબર પડે કે આ ટાપુ પર કેવાં માણસો રહે છે, કેવાં જંગલી જનાવરો રહે છે ! એટલે સૌ ખૂબ ધ્યાનપૂર્વક આગળ વધવા લાગ્યા.

થોડા કલાકમાં તો તેઓ એક વિશાળ સરોવર પાસે આવી પહોંચ્યા. પ્રૉફેસર તો નાચવાજ લાગ્યા, અને કહે કે, "આજ એ સરોવર છે જેમાં આજથી પાંચ હજાર વરસ પહેલાંના જાતજાતના અવશેષો પડ્યા છે." બધા સરોવર પાસે ખૂબ નજીક આવી પહોંચ્યા અને ત્યાંજ પડાવ નાખ્યો. બધા થાક્યા-પાક્યા હતા, એટલે નાહીધોઈ ખાઇપીને નિરાંતે સૂઇ ગયા.

સાંજે સૌ જાગ્યા અને પ્રૉફેસર થોડાક માણસો અને હિનુનાથુને સાથે લઇને આસપાસ તપાસ કરવા નીકળ્યા. બાકીના માણસો પડાવમાં રહ્યા અને સાંજને માટે ખાવાનું બનાવવા લાગ્યા.

ખૂબ ફરીને હિનુ-નાથુ આવ્યા, એટલે એમને ભૂખ ને થાક પણ ખૂબ લાગ્યાં હતાં. બન્ને નિરાંતે ખાઇ પરવારીને ઘસઘસાટ ઊંઘી ગયા.

સવારે ઊઠ્યા ત્યારે સૂરજદાદા ઊગી ગયા હતા. જાતજાતનાં પંખી ઊડાઊડ અને કિલકિલાટ કરી રહ્યાં હતાં. ઠંડો પવન અને સુગંધી ફૂલોની ફોરમ આવતી હતી. પ્રૉફેસર કંઇક કામમાં પડી ગયા હતા. એ આ છોકરાઓને જાગેલા જોઇ બોલી ઊઠ્યાઃ "ચાલો છોકરાઓ! તૈયાર થઇ જાઓ. આપણે સરોવરના પાણીમાં જવું છે. જલદી કરો."

હિનુ તો અજાયબજ થઇ ગયો, પણ તે જાણતો હતો કે પ્રૉફેસર બહુજ હોશિયાર માણસ છે. તેઓ ધારે તે કરી શકે એવા છે.

તરતજ બન્ને તૈયાર થઈ ગયા. પ્રૉફેસર અને બીજા માણસો પણ તૈયાર થયા અને સૌ સરોવરને કિનારે આવી ઊભા. પ્રૉફે-

સરના કહેવાથી કેટલાક માણસો બે મોટી પેટી ઉપાડી લાવ્યા હતા. તેમાં કેટલાક બુરખા હતા. પ્રૉફેસરે એમાંથી સૌને એક એક બુરખો લઇ લેવા કહ્યું અને સૌને તે પહેરતાં શીખવ્યું. હિનુ તો આ બુરખો જોઈ દિંગજ થઇ ગયો. આંખ આગળ એક કાચની બારી સિવાય આખા બુરખામાં બીજે ક્યાંય બારી કે કાણું જેવું નહોતું. પીઠ પર એક પેટી હતી. તેમાં પ્રાણવાયુ ભર્યો હતો. બુરખો પહેરનારને તે નળીદ્વારા મળે, એટલે એ બિચારો ગૂંગળાઇને મરી ન જાય.

હિનુ ને નાથુ બન્ને બુરખા પહેરીને તૈયાર થઇ ગયા. બન્ને એક બીજાને જોઇને હસવા લાગ્યા. બન્ને કોઇ વિચિત્ર પ્રાણી જેવા દેખાતા હતા. પછી પ્રૉફેસરે પાણીમાં કામ આવે એવી બંદૂકો સૌને આપી. હિનુ ને નાથુ પણ નાનકડી બંદૂકો લઇને ઊભા. ત્યાર પછી પ્રૉફેસરે સૌને સાવધ રહીને પોતાની પાછળ આવવાને કહ્યું.

તેઓ થોડેક દૂર ગયા ત્યાં તો સરોવરના પાણીમાંથી એક મોટા અજગરે પોતાનું જબરજસ્ત માથું બહાર કાઢ્યું. હિનુ ને નાથુ આવા પ્રાણીને જોઇ દિંગ થઇ ગયા. પણ તરતજ પ્રૉફેસરે પોતાની પાસેની એક વજનદાર વસ્તુ એ અજગરના ફાટેલા મોંમાં જોરથી ફેંકી. થોડી વારમાં એક ઝીણો "ધડ,' જેવો અવાજ થયો અને અજગરનું મોટું માથું ડપાક કરતું ઊડી પડ્યું અને સરોવરનું કેટલુંય પાણી તેના લોહીથી લાલઘૂમ થઇ ગયું. એ એક બૉમ્બ હતો. એનાથી ગમે તેવી મોટી ઇમારત પણ ઊડી જાય. જ્યારે એ પ્રાણી ઊંધું પડી

બહાર આવ્યું ત્યારે હિનુ તો જોઇજ રહ્યો. એનું પેટ વળી મગર જેવું હતું. પાણીમાંય કેવાં કેવાં વિચિત્ર પ્રાણીઓ થાય છે!

પછી સૌ પ્રૉફેસરની પાછળ પાણીમાં ઊંડે ઊતર્યાં. સરોવરની બરાબર વચ્ચે એ છેક તળિયે પહોંચ્યા, ત્યારે સૌ આભા થઇ ગયા. ત્યાં એક ડૂબેલો મહેલ હતો. એ એટલો બધો મોટો, સુંદર ને દેખાવડો હતો કે, જો તે આ સરોવરની બહાર હોત, તો દરરોજ હજારો માણસો દેશદેશાવરથી તેને જોવા આવત. તમે આપણો તાજમહાલ જોયો છે ને? તેને કેટલા બધા માણસો દેશપરદેશથી જોવા આવે છે!

હિનુ ને નાથુ તો એ મહેલમાં પ્રૉફેસર સાથે ખૂબ ફર્યાં. એ આખો મહેલ આરસનો હતો. તેમાં વળી આખો દિવસ ને રાત પાણીથી એ ધોવાય એટલે સરસ થઇ ગયો હતો. પ્રૉફેસરે ત્યાંથી જાતજાતની કેટલીય ચીજો ભેગી કરી અને પછી સૌ પાણીની ઉપર પાછા આવ્યા.

ખાઇપીને સૌ આરામ લેવા ગયા. પણ હિનુ ને નાથુ તો એ અદ્ભુત મહેલની વાતો કરતાં ધરાયાજ નહિ.

થોડા દિવસમાં તો પ્રૉફેસરે કેટલાય અવશેષો, અદ્ભુત કારીગરીના નમૂના અને વિલક્ષણ વસ્તુઓ ભેગી કરી. એક દિવસ ઓચિંતો એક ખજાનો જડી આવ્યો. એમાંથી કેટલુંય જવાહિર ને સોનામહોરો મળી આવી. બધા ખૂબ રાજી થઇ ગયા.

પ્રૉફેસરે ખૂબ ચીજો ભેગી કરી. પછી તેમણે ઘેર પાછા જવા માટે તૈયારી કરવાનો હુકમ કર્યો અને બીજે વખતે આવી વધારે ચીજો લઇ જવાનું નક્કી કર્યું. એક દિવસ સવા-

રમાં તે ટાપુને સલામ કરીને સ્ટીમર ઊપડી.

હિનુના બાપુજી તો તેને એકદમ ચાલ્યો ગયેલો જાણી, ઘેર રડી રડીને અર્ધા થઈ ગયા હતા. પણ ત્યાં તો પેલા પ્રૉફેસરજ હિનુને એના બાપુજી પાસે મૂકવા આવ્યા: તેના બાપુજી તો ખુશી ખુશી થઇ ગયા. તેમાં વળી પ્રૉફેસરે આ બહાદુર છોકરા પર પ્રસન્ન થઇને તેને કેટલુંય જવાહિર આપ્યું. હિનુ તો પૈસાદાર થઈ ગયો. તેના બાપુજી પોતાના બહાદુર ને સાહસિક દીકરાને જોઇને ગાંડાઘેલા થઈ ગયા.

હિનુએ તો પેલા જવાહિરમાંથી કેટલુંય દાન કર્યું અને બંગલાય બંધાવ્યા. કહો, હિનુ કેવો પરાક્રમી?

("બાલમિત્ર" ના એક અંકમાંથી)

---

# ૩૧—વાજબી ચુકાદો

(લેખકઃ-શ્રી. ર. ના.)

એક વાણિયાએ એક બ્રાહ્મણને એક કૂવો વેચાતો આપ્યો.

રૂપિયા લઇ પેટીમાં મૂક્યા ને બીજે દહાડે વાણિયો આડો ફાટ્યો. બ્રાહ્મણને કહેવા લાગ્યો: "મહારાજ! કૂવામાંથી પાણી ભરવાની મનાઈ છે!"

બ્રાહ્મણ કહે: "કેમ! કાલે તો મેં કૂવો વેચાતો લીધો!"

વાણિયો: બરાબર છે; તમે મારી પાસે કૂવો વેચાતો લીધો છે. કૂવામાંનું પાણી ક્યાં વેચાતું લીધું છે! કૂવાની માલકી તમારી ખરી, પણ પાણીની માલકી તમારી શી રીતે

થઈ? પાણી કાઢવું હશે તો એક બેઢા દીઠ એક પાઈ જુદી આપવી પડશે!

બ્રાહ્મણ તો રાતો–પીળો થઈ ગયો. આ કેવો અન્યાય?

એ ગયો રાજા પાસે. રાજાને બધી વાત કરી. રાજાએ વાણિયાને બોલાવ્યો. વાણિયાની બધી દલીલ રાજાએ સાંભળી લીધી.

રાજાએ પૂછ્યું: "શેઠ! કૂવાની માલકી બ્રાહ્મણની, એ વાત તો તમને કબૂલ છે ને?'

વાણિયો:–હા, અન્નદાતા!

"પાણીની માલકી તમારી છે એ વાત સાચી છે કે?" રાજાએ ફરી પૂછ્યું.

"બિલકુલ સાચી, હજૂર!" વાણિયાએ જવાબ આપ્યો.

રાજાએ આંખ રાતી કરીને કહ્યું: "બ્રાહ્મણની માલકીના કૂવામાં તમે તમારું પાણી કેમ રાખી મૂક્યું? તમે હમણાં ને હમણાં તમારું પાણી ખાલી કરીને લઇ જાઓ. જ્યાંલગી તમારા પાણીનું ટીપું પણ કૂવામાં રહે, ત્યાંલગી બ્રાહ્મણના કૂવાના વપરાશ માટે ભાડા તરીકે રોજના રૂપિયા દસ આપવા એવો હું હુકમ કરું છું."

રાજાનો આ ધડાકો સાંભળી વાણિયો તો ગભરાઇજ ગયો. એણે પાઘડી ઉતારી, રાજાની અને બ્રાહ્મણની માફી માગી.

બ્રાહ્મણને ખોટી રીતે કનડવા માટે રાજાએ પચાસ રૂપિયા નુકસાનીના વાણિયા પાસે અપાવ્યા અને બન્નેને વિદાય કર્યા. ('બાલજીવન'ના એક અંકમાંથી)

---

# ૩૨–અંતરના આશીર્વાદ

(લેખિકાઃ–સૌ. ઇન્દુમતી શ્રોફ)

ઊંચું મકાન નિહાળી કંઇ પણ ખાવાનું મળશે એ આશાથી એક ભિખારણ પોકારી રહી હતી: "બા! કંઈ ખાવાનું આપો! ભગવાન તમારું ભલું કરશે."

પોસ મહિનાની કકડતી ઠંડીમાં ટાઢથી ધ્રૂજતી, ફાટ્યાં-તૂટ્યાં વસ્ત્રો પહેરી ભૂખથી અકળાયલી ભિખારણ બોલતી હતી. તેની સાથે તેની નાની બાલિકા હતી.

પેઢીમાં તકિયે અઢેલી બેઠેલા મુનીમને એ સાંભળી કંટાળો આવ્યો. ગુસ્સાથી એણે ભૈયાને કહ્યું: "એ બાઇકુ ઉધરસે હકાલ દો–નકામી બૂમો મારતી હય."

ભૈયાજી મોટી ભમ્મર ચડાવી બહાર નીકળ્યા. એનો ભયંકર ચહેરો જોઇ નાની બાલિકા ગભરાઇ પોતાની માતાની સોડમાં સંતાઈ ગઈ.

ભૈયાને જોઈ ભિખારણ બે હાથે નીચી નમી સલામ કરતી, આજીજી કરતી બોલી: "જરાક છોકરી વાસ્તે ખાવાનું આપો. ભગવાન તમને સુખી કરશે."

પણ એ બધું સાંભળવા ત્યાં કોઇને પરવા ન હતી. ભૈયાએ તો ધક્કો મારી, બિચારીને કંપાઉન્ડ બહાર કાઢી મૂકી.

રડતી–કકળતી ભિખારણ કંપાઉન્ડના દરવાજા પાસેજ બેસી ગઈ. "બા–બહુજ ભૂખ લાગી છે." અશ્રુભીની આંખોએ

નાની બાલિકા તેની માતા તરફ જોઇ રહી. ગરીબાઈ અને નસીબને દોષ દેતી ભિખારણે તેની બાલિકાના માથા પર હળવેથી હાથ ફેરવ્યો. ગરીબ બિચારી દુખિયારી ભિખારણ પાસે હાથ ફેરવવા સિવાય બીજું શું રહ્યું હતું ?

આજે શનિવાર હતો. સાતવર્ષની નાની રમા સવારના સાડા દસ વાગે નિશાળેથી છૂટી ઘેર આવતાં પોતાના કંપાઉન્ડ પાસે ભિખારણને અને તેની બાલિકાને ટાઢથી ધ્રૂજતાં બેઠેલાં જોઇ તેને દયા આવી. ત્યાં બેસી રહેવાનું કારણ પૂછ્યું.

ભિખારણે દયાજનક રીતે પોતાનું પેટ બતાવી થોડું ખાવાનું માગી ખૂબ આજીજીઓ કરી.

એની કકળતી આંતરડી જોઇ એનું દુ:ખ એ સદ્ગુણી નાની રમાથી સહેવાયું નહિ.

"તમે ત્યાંજ બેસી રહેજો. હું તમારા માટે મારી બા પાસેથી ખાવાનું લઇ આવું છું." એમ કહી દોડતી રમાએ પોતાના મકાનમાં એની મા પાસે આવીને કહ્યું: "બા! થોડાં ભાતદાળ અને રોટલી આપો છો ? બારણે એક ભિખારણ અને મારા જેટલી તેની બાલિકા ભૂખથી ટળવળે છે."

"રમા! એવાં કેટલાંય ભિખારીઓ અથડાયા કરશે. કેટલાને તું ખાવાનું આપ્યા કરીશ ? ગઇ કાલે પેલાં મણીબેનને કેરી આપી આવવા કહ્યું, ત્યારે અભ્યાસ કરવો છે કહી દોડી ગઇ; ત્યારે અત્યારે તારે લેસન નથી કરવું ? જા, પરીક્ષા પાસે આવી છે, કંઈ વાંચ. એ ભિખારણ થાકીને એની મેળે ચાલી જશે."

"બા! શું ત્યારે એ બિચારાંને તમે ખાવાનું નહિજ આપો? બા! અને જ્યારે ભૂખ લાગે છે ત્યારે મારી સ્થિતિ કેવી થાય છે તે તમે જાણો છો. એવીજ રીતે તે નાની બાલિકા તેની મા પાસે આક્રંદ કરી રહી છે."

"રમા! ભિખારીઓને તો એવી ટેવ હોય છે."

"એ ગમે તે હોય; પણ બા! એમનું દુઃખ મારાથી બિલકુલ જોવાતું નથી. દુઃખ અને ભૂખથી એની આંખો કેવી અશ્રુથી ભરાઈ ગઇ છે! અને તેની નાની બાલિકા ટાઢથી ધ્રૂજતી રડી રહી છે. બા! મારું જૂનું ફ્રૉક છે તે એ બાલિકાને આપી દઉં?"

"રમા! તને ભિખારીઓ વિષે આટલો બધો ઉમળકો આજ ક્યાંથી ઊભરાયો? પરમ દહાડે પેલા બંસીવાલા મહારાજને ચોખા નાખવાનું કહ્યું ત્યારે તું નાસી ગઈ હતી. યાદ છે ને?"

"પણ બા! એ તો રોજ આપણે ઘેરથી લઈ જાય છે અને એની ઝોળી પણ ભરચક ભરેલી હતી. બા! પહેલું મને ખાવાનું લઈ જવા દો. એકજ પાન કેમ પીરસ્યું? પેલી નાની બાલિકાને પણ જુદું આપો. બા! એમને પેટ ભરીને જમાડવા દો. આપણે ઘેર તો ખૂબ છે. બા! મારી અને તે બાલિકાની ઉંમર સરખીજ લાગે છે. ત્યારે એ બિચારી કેમ ભીખ માગે છે?"

"રમા! એણે ભિખારીને ત્યાં જન્મ લીધો છે, તેથી એ

ભીખ માગે છે અને તું શ્રીમંતને ઘેર જન્મી તેથી તારી પાસે તે ભિક્ષા માગે છે."

"પણ બા ! હું કેમ શ્રીમંતને ઘેર જન્મી ? અને તેણે કેમ ભિખારીના પેટે જન્મ લીધો ?"

બાએ જવાબ આપ્યો: "રમા ! તેં ગયા જન્મમાં પુણ્ય કર્યાં હશે અને તેણે તેટલાં પુણ્ય નહિ કર્યાં હોય."

"તેથીજ એમને, મને પેટ ભરીને જમાડવા દો. આ જન્મે પણ આપણે વધારે પુણ્ય કરી આવતા ભવનું ભાથું બાંધીએ અને બા ! આપણે બધાંએ ઈશ્વરનાંજ બાળકો છીએ ને !"

રમાની મા પુત્રીનું ડહાપણભરેલું વાક્ય સાંભળી મનમાં હસી.

રમા ખાવાનું લઇ નીચે ગઇ.

"તમે પેટ ભરીને ત્યાંજ બેસી જમો. માળી કે કોઇ તમને લડશે નહિ. બીજું જોઈએ તો ખુશીથી માગી લેજો."

ખાવાનું જોતાંજ પેલી નાની બાલિકા પીરસેલા પાન પાસે દોડી ગઇ. બન્નેને જમવા બેસાડી રમા ઉપર જઇ તેનું જૂનું ફ્રોક લઇ આવી ને ભિખારણને કહ્યું: "આ છોકરી ઠંડીથી ધ્રૂજે છે, એને આ ફ્રોક પહેરાવ." એમ કહી ભિખારણના ડિલ પર ફ્રોક નાખી નાચતીકૂદતી રમા અંદરના ઓરડામાં ભિખારણ માટે પાણી લેવા દોડી ગઇ. ભિખારણના અંતરની દુવા સાંભળવા પણ ત્યાં થોભી નહિ. તેના ઓઠ પર આવેલો આશીર્વાદ ઓઠ પરજ રહ્યો.

જમ્યા પછી ભિખારણે ફ્રૉક તરફ નજર કરી. તે તદ્દન નવા જેવુંજ હતું. પોતાની બાલિકાને તે પહેરાવ્યું. તેને પગથી તે માથા સુધી નિહાળી ભિખારણે એની છોકરીને કહ્યું: "જા બેટા! બહેનને પગે લાગ."

ભિખારણની બાલિકા લાંબી થઈ રમાને પગે પડી.

રમાને તો આ બધું કૌતુકજ લાગતું. એને તો મજા પડી. આજ એનું મન ખૂબ પ્રસન્ન થયું.

ભિખારણ કહે: "બહેન! પ્રભુ તમને ખૂબ લાંબું આયુષ્ય આપે અને તમે સુખી રહી આનંદ ભોગવો. મારા જેવા ગરીબો પર દયા રાખતાં રહો." એમ બોલતી ભિખારણ અને નાની બાલિકા બન્ને રમા તરફ જોતાં જોતાં ખૂબ આભાર માનતાં ચાલતાં થયાં.

આશીર્વાદ સિવાય ભિખારણ બીજું શું આપે!

હૈયાસૂના કઠોર હૃદયના કાગડા-કૂતરાની જેમ પોતાના પાપી પિંડ પોષતા માલેતુજાર શ્રીમંતો અને સ્વાર્થી લોકોને લીધે નહિ, પણ રમા જેવાં કુમળાં હૈયાંનાં બાળકો આ સંસાર પર વસે છે, માટેજ દયાળુ ઈશ્વર, સૂર્ય-ચંદ્ર અને વરસાદ તથા હવાપાણીનો લાભ આપણને આપે છે એમજ આપણે માનવું રહ્યું.

('બાલજીવન'ના એક અંકમાંથી)



# ૩૩—કોણ ચડે?

(લેખકઃ—શ્રી. હીરાલાલ લલ્લુરામ દવે)

સૂર્ય આથમવાની તૈયારીમાં છે, એ વખતે આંબલા ગામના ઝાંપેથી એક જોડું નીકળ્યું. આગળ પુરુષ અને પાછળ તેની સ્ત્રી ઝડપથી પગલાં ભરતાં ચાલ્યાં જાય છે.

પુરુષને ખભે કડિયાળી ડાંગ છે, કમરમાં શિરોહીની સમશેર લટકી રહી છે, વાંકડી મૂછો છે, પગે ચમચમ બોલતા જોડા પહેરેલા છે, લાંબી ફાળો ભરતો ચાલે છે. પાછળ તેની ઘરવાળી બાઇ રાજુલ જાય છે. માથે લૂગડાંની પોટકી છે, મોટી ઘેરવાળો ઘાઘરો પહેરેલો છે અને વઢવાણની લીલી બાંધણી ઓઢેલી છે.

આંબલાની ભાગોળે વેરાઇ માતાનું દેવળ છે. ત્યાં તે ગામના પાંચસાત ઘરડા માણસો બેઠા છે. તેમાં રામભા નામના એક વૃદ્ધ હતા. તેમણે રસ્તે જતા પેલા મુસાફરને બૂમ પાડી પૂછ્યું: "ઠાકોર! ક્યાં રહેવાં? અત્યારે અહુરના ક્યાં જશો?"

મુસાફર કે જેનું નામ ફતેસંગ હતું તે બોલ્યોઃ "રહેવું તો પાળિયાદ ને હજી આઠેક ગાઉનો પંથ કાપવો છે."

ફરીથી રામભાએ કહ્યું: "ઠાકોર, દિવસ આથમવા આવ્યો છે, સાથે બાઇ માણસ છે, માટે અહીં રોકાઇ જાઓ, સવારે જજો."

ફતેસંગના શરીરમાં જુવાનીનું લોહી ઊછળતું હતું. તેને પોતાની તલવાર પર વિશ્વાસ હતો. તેથી તે ગર્વભર્યાં વેણ

બોલ્યોઃ “ જેને ભય હોય તે રાત્રે મુસાફરી ન કરે. દિવસ આથમ્યો તો હરકત નથી.” એમ કહી તેણે વધારે વેગથી ચાલવા માંડ્યું.

વેરાઇ માતાને ઓટલે બેઠેલા લોકોએ કહ્યું: “ રામભા, મરવા દો એને. પારકી માના મળશે એટલે પાંસરો થશે!”

સંધ્યાકાળનું ટાણું છે. આંબલાથી એકાદ ગાઉ પેલાં બે જણ પહોંચ્યાં હશે. ફતેસંગ અને રાજુલાને ખેતરવા જેટલું અંતર પડ્યું છે. એવામાં પાછળ ઘૂઘરા વાગતા સાંભળ્યા. બાઇ રાજુલાએ પાછળ જોયું તો ટપાલવાળો હલકારો જણાયો.

ટપાલવાળો એ હલકારો ગામડાંમાં ટપાલ લઇ જવાનું કામ કરતો હતો. એનું નામ જટાશંકર. જાતનો બ્રાહ્મણ હતો. સણોસર તેનું ગામ હતું. તે એકલોજ હતો. લોકો તેને “જટો હલકારો” એ નામથી ઓળખતા. જબરા બહારવટિયા પણ જટાને સતાવતા નહિ. જટો મર્દ હતો.

માથે ટપાલની થેલી, હાથમાં ઘૂઘરાવાળો ભાલો અને ખભે તૂટેલા મ્યાનમાં તરતની ઉતરાવેલી તલવાર લટકતી હતી. ઉતાવળી ચાલે જટો જતો હતો. જાણે ઘોડેસવાર જતો હોય તેવી એની ચાલ હતી.

ચાલતાં ચાલતાં જટાશંકર પેલી બાઇને પહોંચી વળ્યો. એટલે બાઈ રાજુલાએ પૂછ્યું: “ભાઇ, કયે ગામ જવું છે?” એ માણસને રાજુલા ઓળખતી હોય તેમ તેના મોં સામે જોઇ બોલી: “સણોસરના જટાશંકર મહારાજ તો નહિ?” જટાશંકરે તે બાઇ તરફ ધારીને જોયું. તેણે તેને ઓળખી.

"કોણ અભેરામ કાકાની રાજુલા કે? બહેન, તું અહીં ક્યાંથી?"

જટાશંકર પોતાની ચાલ ધીમી કરી બહેન રાજુલા સાથે વાતો કરતો ચાલ્યો જાય છે. એવામાં ફતેસંગે પાછું વાળીને જોયું તો રાજુલાની સાથે હલકારાને જોયો. એટલે તે ઠપકાના રૂપમાં બોલ્યો: "ચાલને ઉતાવળી, મોડું થાય છે અને અજાણ્યા માણસ જોડે વાતો શું કરે છે?"

રાજુલા કહે: "અજાણ્યા માણસ નથી; મારા પિયરમાં અમારા ઘરની જોડે રહે છે, તે જટાશંકર મહારાજ છે. પિયેરિયાંની ખબર પૂછતી હતી." એમ કહી બાઈએ ઉતાવળથી ચાલવા માંડ્યું. જટામહારાજ જરાક ધીમેથી ચાલવા લાગ્યા.

ફતેસંગ થોડેક ગયા, તેવામાં એક વહેળો ઊતરવાનો આવ્યો. વહેળાને કાંઠે બાવળિયાની ઝાડી હતી, તેમાં આંબલા ગામના દસબાર કોળી બેઠા હતા.

ફતેસંગને તેમણે પડકાર કર્યો: "તલવાર નાખી દે, નહિ તો મર્યો સમજજે."

ફતેસંગ બાર માણસને જોઇને ગભરાયો. તલવાર તાણવાની શક્તિ જતી રહી. તેણે તલવાર નાખી દીધી.

લૂંટારુઓએ ફતેસંગના હાથ બાંધ્યા અને એક ઠેકાણે બેસાડ્યો. પછી બાઇ પાસે જઇ બાઇના શરીર પરથી દાગીના, ઘરેણાં વગેરે ઉતરાવવા મંડ્યા.

જીવથી વહાલાં ઘરેણાં ઉતારવાની બાઇની ઇચ્છા ન હતી. તેણે બૂમ પાડી: "એ જટાશંકરભાઇ! ધાજો, ધાજો!"

બૂમ સાંભળી જટાશંકરને શૂર ચડ્યું. તે દોડ્યો. ટપા-

લની થેલી ફેંકી દઇ તેણે તલવાર તાણી.

લૂંટારુઓએ કહ્યું: "જટામહારાજ! તું તારે રસ્તે જા ને, શા માટે નકામી લડાઇ માથે લે છે?"

જટો કહે: "મારી બહેનને લૂંટાતી હું નજરે જોઉં અને હું ચાલ્યો જાઉં? ધિક્કાર છે એ જીવતરને!" એમ કહી પ્રચંડ કાયાવાળો જટોમહારાજ કોળીઓ પર તૂટી પડયો. બાર જણની વચ્ચે તલવાર લઇ બ્રાહ્મણ ઘૂમી રહ્યો છે. દુશ્મનોના ઘા ચૂકવી ઘા કરતો જાય છે. એક તલવાર બાર તલવારોને જવાબ આપે છે.

એક, બે, ચાર, એમ દસ જણનાં ધડ-માથાં ધડોધડ જુદાં થયાં. માત્ર બે જણ બચ્યા તે મૂઠીઓ વાળીને નાઠા; પણ જટાશંકર કાંઇ તેમને છોડે તેવો ન હતો! તે તેમની પાછળ પડ્યો. જટો આજે મોત સાથે રમત રમી રહ્યો હતો. તેના શરીર પર ચાળીસ ઘા પડ્યા હતા. લોહીથી આખું શરીર રંગાઇ ગયું હતું. જટાશંકર જાણે લાલ રંગથી હોળી ખેલી ન રહ્યો હોય! તે લોહીથી રંગાઇ ગયો હતો. તેના જીવનની આ છેલ્લી રમત હતી.

જતાં જતાં પેલા બેમાંથી એક જણને પાડ્યો; પણ પાછળથી બીજાએ ઘા કર્યો. અગિયાર જણને મારીને જટાશંકર પડ્યો. તેનો જીવ જતો રહ્યો!

ચોર નાસી ગયા એટલે ફતેસંગે મોઢા વડે હાથના બંધ છોડી નાખ્યા અને લાકડી તથા તલવાર લઇ તૈયાર થયો. તેણે રાજુલાને કહ્યું, "ચાલ ઊઠ, તૈયાર થા."

આ શબ્દો સાંભળી રાજુલા ઘણી ગુસ્સે થઇ. તે બોલીઃ "ચાલશે ક્યાં? જેણે પોતાના જીવને જોખમે મારું શિયળ સાચવ્યું છે; જેણે ત્રણ ડગલાં સાથે ચાલી પોતાના દેહનાં બલિદાન દીધાં છે, તેવાને રઝળતો મૂકી તમારી સાથે જીવનની મોજ માણવા આવું એવી હું મૂર્ખી નથી. હવે જટા હલકારાની ચિતામાં એના ભેગી બળીશ."

"તારા જેવી મને ઘણીયે મળશે."

એમ કહી ફતાભાઈ ચાલતા થયા. આખી રાત જટાશંકરના મડદાને ખોળામાં લઈ રાજુલા બેસી રહી. સવાર થતાં લાકડાં ભેગાં કરી ચિતા ખડકી જટાશંકરને તેમાં સુવાડી ચિતા સળગાવી રાજુલા તેમાં કૂદી પડી. બન્ને જણ બળી ગયાં. હજુ તે વહેળા પર જટાશંકરનો પાળિયો અને રાજુલાનો પંજો છે. લોકો તેમને પૂજે છે. વીરો તો જીવતાં અને મરતાં પૂજાય છેજ. ('બાલમિત્ર'ના એક અંકમાંથી)

---

# ૩૪—હિમપરી

(લેખકઃ—શ્રી. ભગવાનલાલ મહેતા)

મરક મરક કમળ મરકતું હતું. પેલું વડનું ઝાડ ટેટાથી ઝૂકી ગયું હતું. નદીનું પાણી ખળખળ વહેતું હતું ને નમતા પહોરના એ વખતે પંખીઓના કલરવે આખુંય વન ગાજી ઊઠતું. સવાર પડે, બપોર થાય, સાંજ આવે ને રાત્રિ આવે

ન આવે, ત્યાં તો પાછો દિવસ ઊગે.

આ તો દરરોજની વાત. દિવસ તો દરરોજ ઊગે, પણ કાંઈ બધાય દિવસ સરખા ઊગે છે? કોઇ દિવસ કડકડતી ઠંડીમાં સૂરજદેવ પોતાની યાત્રા શરૂ કરે, તો કોઈ વખત ઝરમર ઝરમર વરસાદ વરસે; કોઇ વખત પરોઢિયે મીઠી નિદ્રા લેતાં મનુષ્યો ઉપર તે છૂપાં કિરણો ફેંકે ને તેમને જગાડે. છોકરાંને આવે વખતે ખૂબ મજા પડે.

વનમાં એક પરી રહે. સૂરજદેવથી બધુંય જગત ખુશીખુશી થાય તે તેનાથી ખમાય નહિ. સૂરજ ઊગે ને એ ધૂંઆપૂંઆ થતી સંતાઈ ભરાઈ બેસે.

કમળ કહે: "કેવી મજા પડે છે! જાણે કે સૂરજદેવ આખો દિવસ રહે તો કેવું સારું!"

કમળ પાછું ખડખડાટ હસી પડે. પેલી પરી તો કમળનું બોલવું સાંભળી ગુસ્સે થાય ને મનમાં ગણગણે: "એ અભિમાનીની ડોકજ મરડી નાખું." પણ તેનું કશુંય ચાલે નહિ.

ત્યાં તો પેલો ઘટાટોપ વડ બોલે: "કેમ કમળબહેન, મજામાં તો છો ને?"

કમળ હા કહે. એટલે પેલા ભાઇસા'બ વાતે વળગે, "આ જમણી બાજુના ટેટા તો એવા લાલ થયા છે, કે જાણે પાકાં જાંબુ. કમળબહેન, તમને થોડા આપું?"

કમળ હા–ના કરે.

ત્યાં તો વડ પોતાના બેચાર ટેટા કમળ તરફ ડાળી ન-

આવીને નાખે.

પરી તો મનમાં બબડ્યાજ કરે: "મને કાંઇ નહિ!" ને તડિંગ લેતી એક ડાળી તૂટીને તે પરી બેસી રહેતી તે જગ્યા ઉપર પડે.

પણ નદી તો એથીય વધારે ખુશી થતી. ચકલાં, મેના, પોપટ, કાગડા, કબૂતર, મોર, હંસ, સારસ, માછલાં બધાંય પાણીમાં ગેલ કરે. બગલા તો ભગત થઈ જાય ને ધ્યાન ધરે, ને ઝબ લેતાં માછલાં પકડે. ખરેખરા લુચ્ચા! જેવા બગભગત ઊડે એટલે બધાંય પક્ષીઓ તો તેમની પાછળ કાગારોળ કરી મૂકે. કાગડાભાઈ આ વખતે બગલાની ભાઇબંધી કરે, ને માછલીમાં ભાગ પડાવે; ને પછી પાછા સાહેબજી કરતા ચાલ્યા જાય. આથી આ પક્ષીઓની નાતમાં કાગડાભાઈ સૌથી જુદા પડે.

નદીમાં પાણીની છોળો ઊછળે. સૌ પંખીઓ નહાય. એકબીજા ઉપર પાણી ઉડાડે અને કમળ ને વડ તો એમને જોઇને ગાંડાં ગાંડાં થઇ જાય.

પણ પેલી પરી તો કહે: "ઊભાં રહો, નાચો થોડી વાર; પછી તમારોય વારો આવે છે. બધાંયને પાંશરાં દોર કરી નાખીશ."

પણ એ બધાંયને ક્યાં પરીની પરવા હતી! એ તો નહાતાં જાય, ગીત ગાતાં જાય ને પાણી ઉરાડતાં જાય. આકાશમાં સૂર્યદેવ પણ પોતાનો રસ્તો ધીરે ધીરે કાપતા જાય ને આ બધાંયને રમતાં જોઇ હસતા જાય.

કમળ હસે, વડલો ખડખડાટ કરે, નદી મદમાતી હાથ-

ણીની માફક કૂદે ને દોડે, પણ સૂર્યદેવ પશ્ચિમમાં પધારે ત્યારે પેલી પરી ખૂબજ ખુશી થાય.

ધીરે ધીરે અંધકાર જામે, ઠંડી વાવા માંડે, ને આખીય ધરતી ઉપર શાંતિનું સામ્રાજ્ય ફેલાય.

કમળ ખુલ્લું રહેવા ઘણોય પ્રયત્ન કરે; પણ એની પાંખડીઓ બિડાઇ જાય. વડના લાલ ટેટા નીચા નમી જાય. પક્ષીઓને નહાવું છોડવું ગમેજ નહિ, પણ તેય ધીરેધીરે એક, બે, ત્રણ એમ ઊડવા માંડે. બધાંય માળામાં ભરાઇ જાય ને પેલી પરીનું રાજ્ય શરૂ થાય. પવન ફૂંકાવા માંડે ને પછી વરસે ઠંડીની ધારા. એવી ઠંડી એવી ઠંડી કે ઠારીજ દે.

ઉઘાડા કમળની પાંખડીએ પાંખડીએ ઠંડીનાં મોજાં ફરી વળે ને કમળની પાંખડીઓ ઠરીને ઠીંકરું થઇ જાય છે; ત્યારે પેલી પરી હસે છે ને કહે છે, "કેમ કમળબાઇ, કેમ હસતાં નથી?" ને બિચારું કમળ નીચે મુખે બેસી રહે છે.

ને પેલા વડનું શું? બિચારાને પવન ક્યાં જંપીને બેસવા દે છે? ઘડીકમાં આમ ને ઘડીકમાં તેમ આખોય વડ ધ્રૂજી ઊઠે. પવનનો માર તેનાથી સહન થાય તો ને?

"બહુ ફૂલતા 'તા, લોને, લેતા જાઓ! કમળબાઇને લીલાલાલ ટેટાનાં ભોજન કેમ નથી આપતા?" પરી મશ્કરી કરતી વાત કરે.

વયોવૃદ્ધ વડ તો આ સાંભળી શાંત રહે ને પેલી નાચતી કૂદતી નદીને પરી પૂછે, "કેમ છો તમે?"

બિચારી નદી! તેનું વહેતું પાણી તો ક્યારનુંય ઠરી ગયું છે.

બરફ ચારે બાજુ છવાયો છે અને બિચારાં પંખીની તો વાતજ ના કરશો !

છોકરાં ચાર ચાર રજાઈ ઓઢીને સૂઇ જાય તોય ટાઢ ઊડતી નથી. બા ને બાપા વાતો કરે છે, "હિમ પડ્યું છે. ખેતર બળી ગયાં."

"હશે, ભગવાન કરે તે ખરું." ને ડોશીમા સગડી પાસે બેઠાં બેઠાં માળા ફેરવે છે.

સૂસવતા વાયરાનું મોજું આખાય જંગલ ઉપર, ગામ ઉપર, નદી ઉપર, દરિયા ઉપર બધેય ફરી વળે.

ને ત્યાં તો પૂર્વ તરફની દિશામાં લાલ રંગની ટશરો ફૂટે છે. પરીનો આનંદ પાછો જતો રહે છે. "આ આવ્યો મારો જૂનો વેરી." પરી બોલે છે ને પાછી પર્વતની ગુફામાં સંતાઇ જાય છે.

સાત ઘોડાના રથે ચડીને સૂર્યદેવ આવે છે. ચાબુકના મારે ઘોડાઓ ફૂંફાડા મારે ને આકાશગંગાને રસ્તે રથ લઇ દોડ્યા જાય; ધડબડ, ધડબડ, ધડબડ ! સૂર્યદેવ હસે ને કમળ ખીલે છે, નદી પાછી વહેવા માંડે છે, વડ ઝૂલી રહે છે, ને બરફ ઓગળીને પાણીપાણી થઇ જાય છે.

બધીય લીલોતરી હસવા માંડે. રડે છે ફક્ત પેલી હિમપરી. એને તો એનું રાજ્ય જાય તે ક્યાંથી મળે ?

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

## ૩૫—કુદરતની કરામત

(લેખકઃ—શ્રી. ગિરીશ)

એક રાજા હતો. રાજાને એકનો એક કુંવર. કુંવરસાહેબ ઘણા નાજુક. એમની તબિયત ઘડી ઘડીમાં બગડી જાય તેવી.

રાજા પોતાના ખોટના કુંવરની આવી તબિયતથી બહુ ચિંતાતુર રહે.

એણે તો દેશપરદેશના વૈદ્યો અને હકીમોની દવા ખુટાડી. સૌ ભાતભાતની દવાઓ પિવરાવે, માત્રાઓ ખવરાવે ને અવનવી યુક્તિઓ અજમાવે, પણ કુંવરસાહેબ તો એના એ.

રાજા ખૂબ મૂંઝવણમાં પડ્યો. ત્યાં એક દિવસ એક ડાક્તર રાજમહેલમાં આવી ચડ્યો. એ કહેઃ "રાજાજી, આપના કુંવરને હું પહાણા જેવા બનાવી દઉં. ફક્ત એક વરસ માટે કુંવરસાહેબને મને સુપરત કરો. મારો કીમિયો અફર છે."

રાજાએ હા પાડી. રાણીમાતા જરા કચવાયાં. પોતાના એકના એક દીકરાને પારકા હાથમાં સોંપતાં કાંઇ માનો જીવ ઝટપટ ચાલે? અને એમાંયે ઉંમર નાની અને નાજુક તબિયત. પણ છેવટે ડાક્તર સાથે કુંવરને મોકલવાનું ઠર્યું.

ડાક્તર તો કુંવરને લઇને પોતાને રહેઠાણે પહોંચ્યો. ચારે કોર મજાની નાની મોટી ટેકરીઓ હતી. આછું—પાતળું વન ટેકરીઓ પર અને ખીણોમાં પથરાયું હતું. નાની નાની નદીઓ ક્યાંક ક્યાંક વહેતી હતી. પવનની નાનીમોટી લહરો

શરીરને અડી અડી વાતાવરણમાં ભળી જતી હતી. પંખીઓનો કલ્લોલ જામ્યો હતો.

ત્યારે સાંજ છેક નમવા આવી હતી. "ચાલો વાળુ કરી લઇએ. પછી પાસેના ખંડમાં તમારી પથારી છે, એમાં ઊંઘી જાઓ, થાકી ગયા હશો." દાક્તરે કુંવરને કહ્યું.

"અત્યારમાં વાળુ ને અત્યારમાંજ ઊંઘી જવાનું? હજી તો માંડ સાડાસાત થયા હશે. મને આટલા વહેલા વાળુ કરવાની ટેવ નથી અને અત્યારમાં ઊંઘ પણ શેં આવે?" કુંવર સહેજ કચવાતાં બોલ્યો.

"જુઓ ભાઇ, અહીં મારી સાથે રહેશો ત્યાં સુધી તમારે સાડાસાતેજ વાળુ કરી લેવાનું અને તે પછી તરત સૂઇ જવાનું." દાક્તરે ધીમેથી પણ દૃઢતાથી કુંવરને આજ્ઞા કરી.

કુંવર જરા ડુંગરાયો તો ખરો, પણ રસોઇયો વાળુનું ભાણું મૂકી ગયોઃ ખીચડી, ભાખરી, ભાજીનું શાક અને એક વાટકામાં દૂધ.

"આ મારે ખાવાનું? મને ખીચડી તો દીઠીય ગમતી નથી!" કુંવર બોલ્યો.

"એ તો બે દિવસ એમ લાગે. ચાલો, જમી લઇએ." દાક્તરે જવાબ દીધો.

"ઊં હું........"

"તો કંઈ નહિ. વાળુ વિના સૂઇ જાઓ. સવારે સારી ભૂખ લાગશે."

દાક્તરના ઈશારાથી રસોઇયો ભાણું પાછું લઈ ગયો.

કુંવર તો તોબરો ચડાવી પથારીવાળા ખંડમાં ચાલ્યો ગયો અને ઊંઘી ગયો.

વળતા પ્રભાતે વનની શોભા અનોખી હતી. તાજાં ઊગેલાં સૂરજનાં કોમળ કિરણો ચારે કોર પ્રકાશ રેલાવી રહ્યાં હતાં.

બરાબર સાતના ટકોરા પડ્યા અને દાક્તરે આવી કુંવરને જગાડ્યો.

કુંવર આટલો વહેલો પથારીમાંથી કદી ઊઠ્યો ન હતો. એને દાક્તર જમ જેવો લાગ્યો. વળી પેટમાં કુરકુરિયાં બોલતાં હતાં.

કુંવર તો ઊઠ્યો, દાતણપાણીથી પરવાર્યો ને ઠંડે પાણીએ નાહ્યો. હજી શિયાળો સાવ વીત્યો ન હતો, એટલે ટાઢની ચમક હતી. પણ શું કરે?

શિરામણ કરવા બેઠા. દહીં ને બાજરાનો ટાઢો રોટલો, કેરડાં ને ગૂંદાંનું સાદું અથાણું.

કુંવરના નાકનું ટીચકું ચડેલુંજ હતું, પણ પેટમાં ભૂખ લાગી હતી; એટલે એણે તો ઊંધુ ઘાલી થાળીમાં પીરસેલું બધું ખલાસ કર્યું. થોડુંક વધારે પણ લીધું.

શિરાવ્યા પછી દાક્તરે કહ્યું: "હવે જરા કલાક–દોઢ કલાક આ અડખેપડખેના વનમાં લટાર મારી આવો. નોકર તમારી સાથે આવે છે."

હા–ના કરવાનું પોસાય તેમ ન હતું, એટલે કુંવર નોકર સાથે ફરવા નીકળ્યો.

ચાલતાં ચાલતાં વનના વધુ ગીચ ભાગમાં તેઓ આવ્યા. ફરવા આવવાનું કુંવરને ગમ્યું તો ન હતું, પણ વનની શોભા

જોઇ એનું મન ઉલ્લાસમાં આવ્યું.

એક ઝૂંપડીના આંગણામાં એક છોકરો લાકડાં ફાડતો હતો. કુંવર એ જોવા ઊભો રહ્યો.

"તને આ લાકડાં ચીરવાનું કેમ ફાવે છે?" કુંવરે પૂછ્યું.

"શીખીએ એટલે આવડે અને આવડે એટલે ફાવે."

કુંવર જોઇ રહ્યો.

"શીખવું છે? લો કુહાડી, ચાલો શીખવું!"

કુંવરને જરા નાનમ લાગી. "તું જાણે છે, હું કોણ છું?"

પેલા છોકરાએ માથું હલાવી ના પાડી.

"હું રાજકુંવર છું. રાજકુંવરને લાકડાં ચીરતાં શા માટે શીખવું જોઈએ?"

"હં હં.......એમ?" છોકરો એટલું બોલ્યો.

થોડી વાર રહી એણે ફરી પૂછ્યું, "ત્યારે તમે તો મોટા માણહ. તમને શું શું આવડે? તમે શું શું કરો?"

કુંવરને સારું લાગ્યું. પછી એ બોલ્યો, "અમને ઘોડેસ્વારી આવડે, વાંચતાં ને લખતાં આવડે. હું તીરંદાજી પણ શીખ્યો છું. અમારે કશું અમારી મેળે કરવાનું નહિ. નોકરો હાજરજ હોય."

છોકરાને નવાઈ લાગી, "ઇ તો ભારે! તમારું કામ બીજા કરે ઇ તમને કેમ ગમે? પણ! હેં કુંવરસા'બ! તમને દોડતાં આવડે? ઝાડ પર ચડતાં આવડે? તરતાં આવડે?"

કુંવર શો જવાબ દે? એ તો બાઘા જેવો ઊભો રહ્યો.

છોકરાએ તો કુહાડી મૂકી પડતી ને બે શ્વાસ ખેંચી કુંવર

પાસે આવી ઊભો.

"તને એ બધું આવડે ?"

"હોવે." કહી છોકરાએ તો હડી મૂકી.

કુંવર તો હજી પણ ખીલાની જેમ ઊભો હતો.

"આવો, આવો, મને ઝાલવા" છોકરાએ કુંવરને નોતરું દીધું.

કુંવર પોતાના પાતળા પગે કેટલુંક દોડી શકે ? થોડેક જઇ એ તો હાંફતો હાંફતો એક ઝાડના થડને ટેકે ઊભો રહ્યો.

છોકરો પાસે આવ્યો. "થાકી ગયાને ? રોજ રોજ અહીં આવતા રહો તો થાક નહિ લાગે. આપણે સાથે આથડશું, ચડશુંપડશું ને તરશું પણ." છોકરાએ કહ્યું.

છોકરાની આંખમાં વિજયની ચમક હતી પણ અભિમાન ન હતું.

કુંવર એની દોસ્તી કરી, થોડુંક વધારે ફરી, નોકર સાથે ઘેર આવ્યો.

સાંજે વાળુ વખતે કુંવરને કડકડીને ભૂખ લાગી હતી. એણે તો ખીચડી ને રોટલા પર ખૂબ ઝાપટ દીધી ને છાલિયું ભરી દૂધ ગટગટાવી ગયો.

પથારીમાં પડ્યો ને જાગી ગયો. વળતી સવાર ક્યારે પડી તેની એને ખબર પણ ન પડી.

આમ રોજ કુંવર ફરવા જાય, પેલા ગામડિયા દોસ્ત સાથે દોડે, ઝાડ પર ઓલમકોલમ ખેલે, નદીના ધરામાં નહાવા પડે, છાતીપૂર ચઢાણો ચડે ને ઊતરે.

ઘેર આવી રોટલા પર ત્રાપડ મારે ને ધસધસાટ ઊંઘે.

દાક્તર રોજ ને રોજ કુંવરમાં થતા ફેરફારો બારીક નજરે જુએ ને નોંધે. તેનો ખોરાક, તેની ઊંઘ, તેની ચપળતા અને તેનું જોમ વધતાં નીરખી તેને પોતાનો કીમિયો સફળ થતો લાગે.

માંદલા, પીળાપચ ને સાંઠીકડા જેવા કુંવરને બદલે રતૂમડા રંગવાળા, ટટ્ટાર, ભરેલા અંગવાળા, ચમકદાર આંખોવાળા કુંવરને જોઇ દાક્તરનો હરખ તો ક્યાંય માય નહિ.

એક, બે, ત્રણ, ચાર ને પાંચ મહિના. આમ ને આમ બાર મહિના ક્યાં ચાલ્યા ગયા તેની ન ખબર રહી કુંવરને કે ન ખબર રહી દાક્તરને.

વરસ દહાડે રાજા પોતાના કુંવરની ભાળ કાઢવા આવ્યો, ત્યારે દાક્તરની આંખ ઊઘડી.

એણે તો રાજાની આગતાસ્વાગતા કરી.

"પણ કુંવરસાહેબ ક્યાં છે?" સામેજ ઊભેલા એક ખીલતા કિશોરને જોઇ રાજાએ અધીરાઇથી પૂછ્યું.

કુંવરનું મોઢું મરક મરક થતું હતું. દાક્તર તો ખડખડાટ હસી પડ્યો.

રાજા સમજી ગયો. એ પોતાના કુંવરને ભેટી પડ્યો.

"દાક્તર, આ શો ચમત્કાર? તમે મારા કુંવરને નવજીવન આપ્યું. તમારા ઉપકારનો બદલો હું શી રીતે વાળું?"

"મેં કાંઇ ચમત્કાર કર્યો નથી, મેં નવજીવન આપ્યું નથી; મારો ઉપકાર કેવો ને તેનો બદલો કેવો?"

"તો પછી આ જાદૂ કર્યું કોણે? મને એની ઓળખ

કરાવો. મારે એનો આભાર માનવો છે." રાજાએ આશ્ચર્ય અને અધીરાઇ બતાવ્યાં.

"નામદાર, જાદૂબાદૂ કાંઇ નથી. ચોખ્ખી હવા, રમતગમત ને રખડપટ્ટી મારફત શરીરને મળતી કસરત, પૂરતી ઊંઘ, સાદો પણ પોષણ મળે તેવો ખોરાક અને પુષ્કળ સૂર્યપ્રકાશ, આટલાં વાનાંએ આપના કુંવરને નવજીવન બક્ષ્યું છે. એની કિંમત સમજો ને આપની રિયાસતને સમજાવો." એમ કહી દાક્તરે રાજાને તેની દવાનું રહસ્ય સમજાવ્યું.

રાજા ખૂબ રાજી થયો. બે દિવસ વનમાં રહ્યો, બધે હર્યો-ફર્યો અને પોતાના કુંવરને લઇ રાજધાનીમાં પાછો વળ્યો.

એ પછી એના રાજ્યમાં દવાના કૂવા પાતાં દવાખાનાં ઓછાં થઈ ગયાં અને ઠામઠામ કુદરતનાં ધામ જેવાં આરોગ્યભવનો સ્થપાયાં.* ('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૩૬–મુસાભાઈનાં વા ને પાણી

(લેખકઃ–શ્રી. રણછોડજી હરિવલ્લભ શાહ, બી. એ.)

કોઇ એક ગામમાં મુસલમાનોની એક મંડળી હતી. ગામના આગેવાન મુસલમાનો તથા મુસલમાન અમલદારો દરરોજ સાંજે પોતપોતાના કામધંધાથી પરવારી બે ઘડી મોજને સારુ આ મિજલસમાં આવતા અને વાતોચીતો તથા રમતગમત કરતા.

મિજલસના મકાનને સાફસૂફ કરવા, દીવા સળગાવવા,

* સૂચિત

ખુરસીઓ ગોઠવવા તથા ચાહપાણીનો બંદોબસ્ત કરવા ક્લબ તરફથી મુસાભાઇ નામના એક ગરીબ મુસલમાનને નોકર રાખવામાં આવ્યો હતો.

આ મુસાભાઇ બોલકણો, ચાલાક અને કહ્યાગરો હોવાથી સૌને એના કામથી સંતોષ થતો. વાર–તહેવારે કલબના સભાસદો તરફથી તેને પગાર ઉપરાંત કંઈક ઇનામ પણ મળતું.

એક દિવસ મંડળીના બધા સભાસદો એકઠા થઈ પત્તાંની રમત રમતા હતા. એટલામાં એક જણે ગમ્મતની ખાતર મુસાભાઇને પાસે બોલાવી બધા સાંભળે તેમ કહ્યું: "અરે મુસાભાઇ, હરરોજ મિજલસમાં તો આપણે ચાહપાણી ઉડાવીએ છીએ, પણ તમારે ત્યાં તો કોઈ દિવસ બધાને બોલાવો!" મુસાભાઇ બોલ્યો: "અરે સાહેબ, મારા જેવા ગરીબનું આપ જેવા મોટા માણસોને ઘેર બોલાવવાનું શું ગજું? અને આપ લોકો મારે ત્યાં આવો પણ શાના?"

પેલા મુસલમાન ગૃહસ્થે કહ્યું: "એમાં તારે ગભરાવાની જરૂર નથી. એકાદ દિવસ બોલાવે તો કોઇ આવવા ના નહિ પાડે. તારા પર બધા ખુશ છે, માટે એક દિવસ ઝુકાવી દે."

મુસાભાઇએ મનમાં વિચાર કર્યો કે, આવા મોટા માણસો મોઢે માગીને ઘેર આવવા તૈયાર થાય, ત્યારે ના કહેવી એ ઠીક નહિ. વળી એવો પણ વિચાર આવ્યો કે, ચાહપાણી કરવાના પૈસા ક્યાંથી લાવીશ?

છેવટે તેણે નિશ્ચય કર્યો કે, એક વાર બધાને બોલાવવા તો ખરાજ. પડશે તેવા દેવાશે. આમ વિચાર કરી તેણે કહ્યું.

"સાહેબો, આપ બધાની મારા પર એવી મહેરબાની છે તો કાલે જ મારે ત્યાં પધારો. ગરીબને જે મળશે તે રજૂ કરીશ."

મુસાભાઇને ત્યાં બીજે દિવસે સાંજે છ વાગે જવાનું નક્કી થયું.

મુસાભાઇએ ઘેર આવી બીબીને બધી વાત કરી.

બીબી સ્વભાવે કજિયાખોર હોવાથી તેણે એક પૈસો પણ ખરચવાની ધસીને ના પાડી.

મુસાભાઇએ હા પાડેલી એટલે હવે થાય પણ શું? મુસાભાઈ મનમાં અનેક પ્રકારના ઘાટ ઘડતો રાત્રે સૂઈ ગયો. બીજે દિવસે તેણે પોતાના મકાનના ઉપલા માળના એક ઓરડાને સાફસૂફ કરી તેમાં જાજમ પાથરી ગાદી–તકિયા ગોઠવી સર્વ તૈયારી કરી દીધી.

સાંજ પડવા આવી એટલે એક પછી એક ગૃહસ્થો, કોઇ ગાડીમાં તો કોઇ મોટરમાં, કોઇ સાઇકલ પર તો કોઇ ચાલતા, એમ મુસાભાઇને ત્યાં એકઠા થવા લાગ્યા.

મુસાભાઇ દાદર પાસે ઊભો રહી દરેકને ઝૂકીને સલામ કરી, તેમના જોડા નીચે કઢાવી, ઉપર લઇ જઇને બેસાડતો. બધા આવી ગયા એટલે મુસાભાઈએ એક પાણીનો દેગડો અને કેટલાક પ્યાલા લઇને વારાફરતી દરેકને પાણી પાવાનો વિવેક શરૂ કરી દીધો.

ત્યાર પછી હાથમાં એક મોટો પંખો લઈ વચ્ચે ઊભો રહી બધાને પવન નાખવા લાગ્યો. મુસાભાઇના વિવેકથી બધા ખુશખુશ થઈ ગયા અને અંદર અંદર અનેક પ્રકારની વાતો કરવા લાગ્યા.

ઘણો વખત થયો પણ ચાહપાણીની કાંઈ વ્યવસ્થા ન થવાથી કેટલાક અકળાવા લાગ્યા. એક જણે મુસાભાઈને પાસે બોલાવી ચાહપાણી લાવવા સૂચના કરી. બીજાએ તેમાં ટાપસી પૂરી. ત્રીજાએ આગળ વધીને કહ્યું: "આજ એકલાં ચાહપાણીથી નહિ ચાલે. આઇસક્રીમ, ચવાણું વગેરે થવું જોઇએ."

મુસાભાઇ મૂંઝાવા લાગ્યો. છેવટે તેને એક યુક્તિ જડી આવી. હમણાં આવું છું, એમ કહી તે નીચે ગયો. બધાના જોડાનું એક પોટલું બાંધ્યું અને પોતાના ઓળખીતા એક મોચીને ત્યાં પહોંચ્યો. મોચીને તેણે સમજાવ્યું કે, "આ બધા જોડા મળીને આશરે નાખી દેતાં વીસથી પચીસ રૂપિયા ઊપજે તેમ છે. એ આડમાં રાખીને દસ રૂપિયા આપ." રૂપિયા થોડા વખતમાં પાછા ભરી જવાની ખાતરી આપી.

મોચીને એમાં કાંઇ નુકસાન જેવું ન હતું એટલે તરતજ તેણે રોકડા રૂપિયા દસ મુસાભાઇના હાથમાં મૂક્યા. રૂપિયા મળતાંજ મુસાભાઈના પગમાં જોર આવ્યું. લાગલોજ તે આ-ઇસક્રીમ, ચવાણું અને ચહાના પ્યાલાનો ઓર્ડર આપી ઘેર આવ્યો અને પ્રથમની માફક બધાને વા ઢોળવા લાગ્યો.

એટલામાં વરદી આપ્યા પ્રમાણે બધી વસ્તુઓ આવી ગઈ અને દરેકને પીરસાવા માંડી. મુસાભાઇ દરેકને પાણી પૂરું પાડતો અને નવરો પડે પવન નાખતો. બધા ગૃહસ્થો મુસા-ભાઇની ઉદારતા અને વિવેક જોઇ આફરીન થઈ ગયા. તેમણે મુસાભાઇનાં ખૂબ વખાણ કર્યાં.

મુસાભાઇએ પણ કાંઈ બોલવું જોઈએ, એમ ધારી કહ્યું:

"સાહેબો, મેં એમાં કાંઈ વિશેષ કર્યું નથી. એ તો બધો આપનાં જૂતાંનો પ્રતાપ છે! બાકી મુસાભાઇનાં તો વા ને પાણી છે!"

મુસાભાઇનું બોલવું કોઇ સમજ્યું નહિ. તેમણે તો એમ ધાર્યું કે મુસાભાઇ ખુશામત કરે છે અને માત્ર વિવેકભર્યું બોલે છે.

છેવટે જલસો પૂરો થયો. એક પછી એક સૌ ઊઠવા લાગ્યા. મુસાભાઇને સૌએ શાબાશી આપી. મુસાભાઇ સૌથી આગળ દાદર ઊતરી બારણા પાસે આવીને ઊભો. નીચે ઊતરીને દરેક જણ પોતાના જોડાં ખોળવા લાગ્યા; પણ જોડા હતાજ ક્યાં? જોડા માટે મુસાભાઇને પૂછતાં મુસાભાઇએ હાથ જોડી ખરેખરી વાત કહી દીધી. બધાને જો કે મુસાભાઇ ઉપર ગુસ્સો તો આવ્યો પણ તેની ચાલાકી જોઈ ગુસ્સો ઊતરી ગયો.

મુસાભાઇએ કહ્યું: "સાહેબો, મેં તો આપને બધી વાત પહેલેથીજ કહી દીધી હતી. મારી શક્તિ નથી કે આપ જેવા શ્રીમંતોને મારા ગરીબ ઘરના આંગણે બોલાવી શકું. એ તો "તેરા પુણ્ય તેરે દ્વાર" જેવું બન્યું છે. આપના જોડા મોચીને ત્યાં સલામત છે. તમે બધા મળીને દસ રૂપિયા એકઠા કરી આપો તો હાલ જોડા છોડાવી લાવું."

જોડા પહેર્યા સિવાય જવાય નહિ એટલે બધાએ કંઈ ને કંઇ ખિસ્સામાંથી કાઢી મુસાભાઇના હાથમાં મૂકવા માંડ્યું. એમ કરતાં દસ રૂપિયાને બદલે વીસ રૂપિયા એકઠા થઇ ગયા! મુસાભાઇ દોડતો જઈ બધા જોડા છોડાવી લાવ્યો. સૌની માફી માગી અને સૌને ઝૂકી ઝૂકી સલામો ભરીને વિદાય કર્યા!

('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૩૭—બે બાલ અતિરથી

( લેખકઃ—શ્રી. છોટાલાલ ભ. બ્રહ્મભટ્ટ )

**પાત્રવર્ગ**

**લવ અને કુશઃ**—વાલ્મીકિના આશ્રમમાં ઊછરેલા સીતાજીના બે જોડકા પુત્રો.

**ચંદ્રકેતુઃ**—લક્ષ્મણજીનો પુત્ર, અયોધ્યાનો સેનાપતિ.

**સુમંત્રઃ**—દશરથ રાજાના સમયનો વૃદ્ધ સારથિ.

**વિજયકેતુઃ**—શ્રીરામચંદ્રજીનો સંદેશવાહક.

**કાકુત્સ્થઃ**—ત્રેતાયુગમાં મનુષ્યરૂપે જન્મેલા નારાયણ—વિશ્વવિખ્યાત રાજા રામચંદ્રજી.

**વાલ્મીકિઃ**—સંસ્કૃત સાહિત્યના આદિ કવિ અને મહર્ષિ.

**સૌમિત્રીઃ**—શેષનારાયણ લક્ષ્મણજી

**ઉપરાંતઃ**—લંકાપતિ વિભીષણ, રાજદૂત, વૈતાલિક, આશ્રમનાં બાળકો, યોદ્ધાઓ વગેરે.

**સ્થળઃ**—ગંગા કિનારે આવેલા વાલ્મીકિના આશ્રમ નજીકની વનભૂમિ. **સમયઃ**—પાંચહજાર વર્ષો પૂર્વે એક ઢળતી સાંજ.

( વાલ્મીકિના આશ્રમનજીકની વનભૂમિમાં બાળકો ગાય છે. )

મારો હીંચકો આભમાં બંધાવો,
આ હીંચકે નહિ રે હીંચું;
મારી કલગીમાં સૂરજ મઢાવો,
સોનાથી હું તો નહિ રે રીઝું.
મારી આંખલડીમાં કૈં વીજળીઓ રમે,
મારા બાહુમાં શૌર્યતણાં પૂર ધમધમે;
મારી ટોપીમાં તારલા ગુંથાવો.
મોતીડાં હું તો નહિ રે સજું—મારો૦

( નેપથ્યમાં એક રાજદૂત દાંડી પીટતો પ્રવેશ કરે છે. )

**રાજદૂત**—સપ્તલોકના વિષે અજિત એવા રઘુકુળતિલક ભગવાન રામચંદ્રજીએ તમામ રાજાઓને નમાવ્યા છે. એ બિના સિદ્ધ કરવા માટે અશ્વમેધયજ્ઞનો આરંભ કરી આ ઘોડો અને આ વિજયપતાકા પૃથ્વીને વિષે ફરતાં કર્યાં છે. એમને જે કોઈ રોકે તેને રાજા રામચંદ્રજીની આણ....રે, સાંભળજો!

**લવકુમાર**—અહા! બોલ તો માથું ફેરવી નાખે એવા-જ છે ને? રે! રે! કોણ છો? પૃથ્વી નક્ષત્રિય થઇ ગઇ છે કે આમ બોલો છો?

**રાજદૂત**—( પ્રવેશ કરીને ) અરે! મહારાજના આગળ ક્ષત્રિય કોણ છે?

**કુશકુમાર**—ગર્વથી ભરેલાં આ વચનો! અને તે પણ મહર્ષિ વાલ્મીકિના આશ્રમ પાસે! ભાઇ લવ, જુઓ છો શું? આ પતાકા એકદમ ખૂંચવી લો અને બાળકો, હાંકી જાઓ આ અશ્વને. પેલા રોઝ ભેગો ભલે ચરે એ બિચારો!

**રાજદૂત**—છોકરા, તું આ શું બકે છે? ક્ષત્રિયકુલચૂડામણિ ભગવાન રઘુનંદનના વિશ્વજિત સૈન્યને હજી તેં જોયું નથી. ઊંચે આકાશ તરફ નજર કર. જો પણે દૂર ક્ષિતિજમાં અષાઢનાં વાદળાંની પેઠે ગાજતા અને વીજળીઓની જેમ શસ્ત્રો ચમકાવતા લાખો વીરો, યુવરાજ ચંદ્રકેતુ અને કપીશ્વર મારુતિની સરદારી નીચે ધસી આવે છે. બિચારાં નિર્દોષ બાળકો! તમારી માતાઓ વાટ જોતી હશે; આ ઝાડોની ઓથમાં થઇ આશ્રમ તરફ નાસી જાઓ.

લવકુમાર—અમે નાસી જઇએ, એમ કે ? ઠીક, ઠીક ! ધનુર્વિદ્યાના સમર્થ દૃષ્ટા અને કવિકુલશ્રેષ્ઠ તપોનિધિ વાલ્મીકિના દૌહિત્રો આમ બળજબરીથી સ્થાપન થતી સત્તા સામે નાસી છૂટશે ! કદી નહિ. કેવળ જબરી ધાક બેસાડી દેવાની ખાતરજ કરવામાં આવતા આવા સૈનિકદેખાવોથી ડરે તે બીજા. ઊભા રહો ! હું તમને મારા બાહુનો થોડોક સ્વાદ ચખાડું. ભાઇ કુશ, આપણાં ભાથાં અને ધનુષ્ય લાવ તો !
( નેપથ્યમાં જઇ બન્ને જણ શસ્ત્રો ધારણ કરી પ્રવેશ કરે છે. )

કુશકુમાર—આવો ! આવો !! શૌર્ય અને ક્ષત્રીવટના આ મહોત્સવમાં મોજ માણવા, જેમની તાકાત હોય તે અને જેઓ પોતાને શૂરવીરમાં ગણાવતા હોય તે; આવી જાઓ !!!

( લવ અને કુશ બંને શસ્ત્રો ચમકાવતા ધસે છે. યુદ્ધભૂમિ ભયાનક અવાજોથી ગાજી રહે છે, ચંદ્રકેતુ પ્રવેશ કરે છે. )

ચંદ્રકેતુ—થોભો ! થોભો ! આ શું ? આઠ આઠ વરસનાં આ બે નાનાં બાળકો ઉપર આખી સેનાને તૂટી પડતાં શરમ નથી આવતી ? આ વાર્તા જો લોકમાં પ્રસિદ્ધ થશે તો રાઘવની પવિત્ર કીર્તિને કલંક લાગશે.

સુમંત્ર—આયુષ્માન ! આપ કલંકની વાત કરો છો અને અહીં આપણા કેટલા માણસોનો ઘાણ વળી ગયો તે તો જોતાજ નથી. હજી એક મુહૂર્ત તો પૂરું વીત્યુંયે નથી, એટલામાં નાનાં દેખાતાં આ બાળકોએ આપણા કેટકેટલા મહા-

રથીઓને નકામા કર્યા તેનો કાંઇ હિસાબ કાઢ્યો ? જીવનમાં સદાએ શાશ્વત અજિત મનાતા મારુતિ જુઓ, પણે ઘાયલ થઇને પડ્યા છે. રાજેન્દ્ર સુગ્રીવનો એક હાથ ભાગી ગયો છે, વાલીસુત અંગદજી પણ મૂર્છાવશ થઇને આ પડ્યા અને લંકાપતિ વિભીષણ મેઘગર્જના પેઠે ગાજતાં બાણોના ઝપાટા સાથે ઊડ્યા છે તે કોણ જાણે કેટલા જોજન ઉપર પડયા હશે તેની અટકળ થતી નથી. ત્રિલોક જીતીને આવેલા રાઘવેન્દ્રના વિશ્વજિત સૈન્યનો કવિ વાલ્મીકિની વિદ્યાપીઠના બે વિદ્યાર્થીઓએ આમ પરાજય કર્યો એ બિના જ્યારે લોકમાં પ્રસિદ્ધ થશે ત્યારે આપણી કેટલી ફજેતી થશે તેનો તો વિચાર કરો!

**ચંદ્રકેતુ**—અફસોસ! અફસોસ!! પણ ફિકર નહિ. તમે સૌ હઠી જાઓ. હું એકલો એમની સાથે દ્વંદ્વયુદ્ધમાં ઊતરીશ.

**લવકુમાર**—(હસતો હસતો) એમ કે? તમારે અમારી સાથે લડવું છે, કેમ? આવી જાઓ.

**સુમંત્ર**—જુઓ, જુઓ આર્ય, આપ હજુ તો પૂરું બોલ્યાએ નથી, એટલામાં તો એ આ આપની સામે આવી ઊભો.

**ચંદ્રકેતુ**—શાબાશ! જે વીરપ્રસવિની માતાએ આવા અતિરથીઓને જન્મ આપ્યો તે સાક્ષાત્ અંબિકાને મારા ભક્તિપૂર્વક નમસ્કાર હો.

**કુશકુમાર**—ઉપરાઉપરી વિજયો મેળવીને મદાંધ બની ગયેલી અયોધ્યાની સેનામાં વિનયયુક્ત બોલનાર આ એક વીર નીકળ્યો ખરો! મારાં પવિત્ર માતુશ્રીનું નામ ભક્તિપૂર્વક લેનાર હે વીર! તમને વંદન કરું છું.

ચંદ્રકેતુ—બાળકો, તમે બહુ સુંદર લાગો છો. તમારા જેવાં સુંદર અને શૂરવીર બાળકો રાજા રામચંદ્રજી દેખે તો ખુશ ખુશ થઇ જાય !

લવકુમાર—એ રાજર્ષિ બહુ રૂડા સજ્જન છે, એમ દાદાજી રોજ કહે છે. અમે તો તેમને દેખ્યા નથી, પણ સવાર-સાંજ બે વખત આશ્રમનાં બધાં બાળકો પાસે દાદાજી ભક્તિ-પૂર્વક તેમની સ્તુતિ કરાવે છે.

ચંદ્રકેતુ—શું તેમનાં દર્શન કરવાની ઇચ્છા તમને કદી નથી થઇ ?

કુશકુમાર—થઈ છે તો ઘણીયે વાર, પણ માતુશ્રી આશ્રમ છોડીને ક્યાંય પણ જવાને સાફ મના કરે છે. અમે બહુ વિનવીએ છીએ ત્યારે ચોધાર આંસુએ રોઇને કહે છે કે, "બેટા ! તમે તમારા પરાક્રમથી રઘુનંદનનેજ આપણા આશ્રમમાં આણો અને પછી તેમનાં દર્શન સુખેથી કરો."

ચંદ્રકેતુ—તમને જન્મ આપનાર જનેતાની આવી આવી મહેચ્છા સર્વથા પ્રશંસનીય છે, પણ અફસોસ ! એમ બનવું કઠણ છે.

લવકુમાર—કઠણ કંઇ નથી. અમે આજેજ માતાની ઘણા વર્ષોની ઉમેદ પૂરી કરી દઇશું.

ચંદ્રકેતુ—વાહ ! વાહ ! કેવી રીતે ?

કુશકુમાર—જુઓ, યજ્ઞનો ઘોડો અને વિજયપતાકા હરીને અમે તમારા સઘળા મહારથીઓને તો સુવાડી દીધાજ છે. હવે તમને હરાવીશું એટલે અશ્વમેધ આપોઆપ અટકશે

અને ઘોડો તથા વિજયધ્વજ મેળવવા માટે ખુદ રાઘવેન્દ્રને પોતાને હાલીચાલીને અહીં આવવું પડશે.

**ચંદ્રકેતુ**—ધન્ય ! ધન્ય !! ધન્ય !!! એક આર્ય બાલનાં શૌર્યથી ઊભરાતાં આવાં વચન સાંભળી મારી છાતી ગજ ગજ ઊછળે છે.

**લવકુમાર**—જ્યારે અમે રઘુનંદનને અમારાં પરાક્રમથી આશ્રમમાં આણીશું ત્યારે મારાં વહાલાં બાની છાતી પણ ગર્વથી ગજ ગજ ઊછળશે.

**ચંદ્રકેતુ**—તમારો ઝળકતો માતૃપ્રેમ અને અકલ્પ્ય શૌર્ય ભારતની ભાવિ બાલપ્રજાના જીવનમાં અનેરું તેજ પૂરો. તમારી સાથે યુદ્ધમાં ઊતરવાની ઇચ્છા હવે મને રહી નથી; પણ બચ્ચા, એક કામ કરો. ઘોડો અને વિજયધ્વજ મને સોંપી દો. હું રાઘવને અબઘડી આશ્રમમાં બોલાવી લાવું છું.

**કુશકુમાર**—ના, એમ તો નહિ બને. અમારે રાઘવને આશ્રમમાં આણવા છે; તે અમારા પરાક્રમથી, તમારા વસીલાથી નહિ. તમારે યુદ્ધ ન કરવું હોય તો પધારો પાછા ઠાલે હાથે. વિશ્વજિત સૈન્યના અધિપતિ થઇને ભીખ માગતાં શરમ નથી આવતી ?

**ચંદ્રકેતુ**—તમારો પ્રત્યેક બોલ મારા શિથિલ હૈયાને જાગ્રત કરે છે અને કોઇ નવીન પુરુષાવતાર થયો હોય એવી આગાહી આપે છે. ગમે તેમ હો પણ હું ઠાલા હાથે પાછો ફરીશ એમ તો કદી નહિજ બને.

**લવકુમાર**—નહિ બને તો માર ખાશો અને અયો-

ધ્યાની રાજસભામાં ફજેત થશો તે વધારામાં.

ચંદ્રકેતુ—તમારા તરફ ઉપજતા પ્રેમ અને મોહને લીધે હું આ શબ્દો બોલું છું; તમારાથી હું પરાજિત થઈશ એમ રખે સમજતા.

કુશકુમાર—પ્રેમ અને મોહ તો રંગમહેલમાં શોભે, રણભૂમિ ઉપર નહિ. હથિયાર સજીને લડવા ઊભેલા પ્રતિસ્પર્ધી તરફ આવું વલણ ક્ષત્રિયપુત્ર નહિ પણ બાયલો હોય તેજ બતાવે.

ચંદ્રકેતુ—ઇન્દ્રજિતને હણનાર સૌમિત્રિ અને ઉર્મિલાદેવીના પુત્ર ચંદ્રકેતુનાં પરાક્રમ તું હજુ જાણતો નથી; ઠીક, તૈયાર થા.

(યુદ્ધભૂમિ ફરીથી ગાજી ઊઠે છે. કુશનાં બાણોથી વીંધાઇને ચંદ્રકેતુ જમીન પર ઊથલી પડે છે.)

ચંદ્રકેતુ—આશ્ચર્ય! આશ્ચર્ય!! આર્ય સુમંત્ર, કદી સ્વપ્નમાં પણ નહિ કલ્પેલી આ બિના બને છે. મારી છાતીમાંથી આ બાણ ખેંચી કાઢો. હવે હું લડી નહિ શકું. અફસોસ! કોઈ દોડતા જાઓ અને રાઘવેન્દ્રને આ બિના જાહેર કરો કે સાત સમુદ્રનીય પાર જીતીને આવેલો અશ્વ અને વિજયધ્વજ ગંગાજીને કિનારે કવીશ્વરની વિદ્યાપીઠના બે બાલશિષ્યોથી રોકાયેલ છે. (વિજયકેતુ દોડતો આવે છે)

વિજયકેતુ—આર્ય! ઊઠો, ઊઠો, લંકાપતિ અને શેષનારાયણ સાથે કાકુત્સ્થ છેક નજીક આવી પહોંચ્યા છે.

ચંદ્રકેતુ—(ઊભો થતાં) હેં! હેં! પણ એમ બનેજ કેમ?

વિજયકેતુ—થયું એમ કે, બાણોના ઝપાટા સાથે ઊડેલા લંકાપતિ છેક યજ્ઞભૂમિ નજીક જઇ પડ્યા અને જબરો ધડાકો થયો. મંડપમાં બેઠેલા અધ્વર્યુઓ તથા ગાતાઓ એથી ચોંકી ઊઠ્યા અને કાકુત્સ્થે ઊંચું જોયું, તો સામે પોતાના નિમકહલાલ ભક્તમિત્રને અર્ધમૂર્ચ્છિત હાલતમાં પડેલા જોયા. પછી તો મહારાજ ઊભા થઇ ગયા, યજ્ઞકાર્ય બંધ પડ્યું અને વિભીષણજી સચેત થતાં તેમના મોઢાની હકીકત સાંભળીને શેષનારાયણ સાથે યુદ્ધભૂમિ નિહાળવા જાતે નીકળી પડ્યા.

લવકુમાર—(હર્ષના આવેશમાં) વિજય! વિજય! વિજય! ભાઈ કુશ, માતુશ્રીની આકાંક્ષા આખરે પાર પડી ખરી. ચાલો, ચાલો, આ બિનાથી આપણે મહર્ષિને વાકેફ કરીએ. (બન્ને જણ દોડતા જાય છે.)

(દિગંતમાં થતા વિજયઘોષને લીધે વાતાવરણ અસ્થિર બને છે. વૈતાલિક પ્રશસ્તિ બોલતો સંભળાય છે.)

વૈતાલિક:—

"પિતાનાં વચને વશ્યા વનવિષે પત્ની વિયોગે રડ્યા,
વાલીને વીંધી નાખી મિત્ર રીઝવ્યા, શૌર્યે હણ્યો રાવણ;
સીતા થઇ નૃપધર્મને વશ તજ્યાં, યજ્ઞે અટૂલા ઊભા,
તે રાજેન્દ્રમણિ રઘુવર તણો વર્તો જગે વિજય.

(જેમના શિરે લંકાપતિએ છત્ર ધર્યું છે અને પાછળ સૌમિત્રિના હાથમાં ચામર છે, એવા કાકુત્સ્થ યાજ્ઞિક વેષે પ્રવેશ કરે છે. એમની આગળ સળગતી સુવર્ણ દીવીઓ ધારણ કરેલા મશાલચીઓ ચાલે છે. રણભૂમિ ઉપર એકદમ શાંતિ પથરાય છે.)

**કાકુત્સ્થ**—સૈન્યની આવી દુર્દશા જીવનમાં પહેલીજ વાર જોઉં છું. નજરે નિહાળ્યા સિવાય અક્કલમાંયે ન ઊતરે એવું આઠ આઠ વરસનાં બે બાલકોનું આ પરાક્રમ!

**સૌમિત્રિ**—ભગવાન ખરું કહે છે.

**કાકુત્સ્થ**—(ચંદ્રકેતુ નજીક આવી પહોંચતાં) અહો! વત્સ ચંદ્રકેતુ! તમને પણ વાગ્યું હોય એમ લાગે છે.

**ચંદ્રકેતુ**—પ્રભુ!!!

**કાકુત્સ્થ**—શરમાઓ નહિ, કોઇ વાર એમ પણ બને. જો 'પરાજય' જેવી કોઇ સ્થિતિ દુનિયા ઉપર હોતજ નહિ તો યોદ્ધાઓનો સંસાર સદાને માટે પરાક્રમવિહીન-વાંઝિયો રહેત. હું ધારું છું કે અશ્વ, પતાકા અને પેલા વિજયી બાલવીરો હમણાં મહર્ષિના આશ્રમમાં હોવા જોઇએ.

(પ્રેમથી વ્યાકુલ બનેલા ભગવાન વાલ્મીકિ દોડતા આવી રાઘવના ચરણમાં પડે છે.)

**વાલ્મીકિ**—મારા સ્વામી! મારા પ્રભુ, હું અધમ ભીલને આપનાં પુનિત ચરણવડે પાવન થવા દો.

**કુશકુમાર**—ભાઇ લવ, દાદાજી તો રાઘવને ભાળીને ગાંડાજ થઇ ગયા છે.

**લવકુમાર**—ગાંભીર્ય અને નિશ્ચલતાની સાક્ષાત મૂર્તિ સમા મહર્ષિમાં, એમના દર્શને થયેલું આ પરિવર્તન આશ્ચર્યકારક છે. ખરેખર! કાકુત્સ્થ મનુષ્ય નથી, આ કોઈ દૈવી વિભૂતિ હોવી જોઇએ.

**વાલ્મીકિ**—બચ્ચાં, મહારાજના ચરણમાં પડો! ભગ-

વાન, જાનકીજીના આ બે સજોડ પુત્રો; એમને મેં ઉછેર્યા અને ભણાવ્યા. એ આપના છે, માટે આપના ચરણે ધરી આજ હું કૃતાર્થ થાઉં છું.

**કાકુત્સ્થ**—હેં ! આ બે બાલક વૈદેહીનાં? આવાં પરાક્રમી !! ઋષીશ્વર ! આપ આ શું કહો છો ?

**વાલ્મીકિ**—જેમનાં માતા જાનકી અને પિતા રાઘવ હોય તેઓનાં પરાક્રમ એવાંજ હોય.

**કાકુત્સ્થ**—આર્યાવર્ત્ત આપને સાહિત્યસમ્રાટ તરીકે ઓળખે છે, યુદ્ધવિશારદ તરીકે આપ આજ સૌથી પહેલીજ વાર પ્રત્યક્ષ થાઓ છો.

**વાલ્મીકિ**—ના પ્રભુ, મેં એમને યુદ્ધવિદ્યા શીખવી નથી. મને લાગ્યું કે, એ કામ માટે મારા કરતાં સીતાદેવી વધારે યોગ્ય છે, એટલે એ કામ એમને સોંપાયું હતું. રાઘવ એમના યુદ્ધકૌશલ્યનું પ્રત્યક્ષ પરિણામ આજ નજરે નિહાળી શકે છે. એમના ઉપર પ્રભુના મંગળ આશીર્વાદ ઊતર્યા છે.

**કાકુત્સ્થ**—ધન્ય ! ધન્ય ! ધન્ય ! હે તપોનિધિ, આપનો મારા ઉપર બેવડો ઉપકાર થયો છે. આ જીવનમાં સ્વાર્થે કે પરાર્થે અનેક મિત્રોએ મારી સેવા બજાવી છે; પરંતુ તમારા જેટલો નિષ્કામ અને સુંદર ફાળો હજુ સુધી કોઇએ આપ્યો નથી. હું એનો બદલો શી રીતે વાળી શકીશ ?

**વાલ્મીકિ**—ભગવન્ ! આપના પુનિત ચરણમાં મને સ્થાન આપો. મારે એટલુંજ જોઇએ છે. અનંત જન્મોની મારી આ આકાંક્ષા આજે આપ સફળ કરો.

**કાકુત્સ્થ**—મારું સ્થાન તમારે અને તમારું સ્થાન મારે હૈયે કાયમને માટે છેજ. જ્યાંસુધી આર્ય પ્રજાનું અસ્તિત્વ હશે ત્યાંસુધી રામાયણ અને તેનો તપસ્વી લેખક શ્રદ્ધા અને ભક્તિથી ભરેલી આ ભૂમિમાં સાથે સાથે સદાને માટે જોડાયેલાં રહેશે. હે મહર્ષિ! આ સ્થાન તમે તમારી પોતાની કવિત્વશક્તિ વડે પ્રાપ્ત કરી લીધું છે. એમાં મારે કાંઇ આપવાનું રહેતું નથી. બીજું કાંઇ માગો!

**વાલ્મીકિ**—કાકુત્સ્થ, મારી એટલીજ ઇચ્છા હતી. હવે આ જીવનમાં મારી કોઈ આકાંક્ષા બાકી રહી નથી; એમ છતાં ભગવાન આપે તો મારા આ પવિત્ર અને મહાન દેશ માટે એટલું માગું છું, કે લવ-કુશ જેવાં બાલકો અને સીતાજી સમી માતાઓ આ ભૂમિમાં પ્રત્યેક યુગે પ્રગટ થાઓ અને વિશ્વચક્ર સાથે નિરંતર ફરવાથી ઘસાઇ જતા આર્યાવર્તના સામર્થ્યમાં નવું બલ રેડો.

**કાકુત્સ્થ**—અગર જો કે આ આખી વિશ્વરચના પરિવર્તનશીલ છે, એટલે તેની સાથે ફરનારા પ્રત્યેક સજીવ, નિર્જીવ પદાર્થમાં ફેરફાર તો થઇજ જવાનો, તોપણ તમારી ઇચ્છા છે તો જાઓ, લવકુશને અનુરૂપ બાલકો અને વૈદેહીને અનુરૂપ આર્યાઓ પ્રત્યેક યુગે આ પુરાણપ્રસિદ્ધ ભૂમિમાં જન્મ લેશે અને પ્રતિક્ષણે નિસ્તેજ બનતી પૃથ્વીમાં નવું જીવન રેડી ભારતની આદર્શભાવના ટકાવી રાખશે.

**સર્વે**—બોલો શ્રીરામચંદ્રદેવકી જય!!

("ગુજરાત શાળાપત્ર"ના એક અંકમાંથી)

# ૩૮—વીર ભામાશા

(લેખકઃ—શ્રી. કેશવલાલ શંભુપ્રસાદ દવે)

(બાળનાટક)

[નિવેદન—ચિતોડનો રાણો ઉદયસિંહ, અકબરથી હાર ખાઈ અરવલ્લીની ખીણોમાં ભરાય છે. ત્યારપછી ત્યાં ઉદેપુર વસાવી ત્યાંજ પોતાની રાજગાદી કરે છે. દરમિયાન તેનો પુત્ર પ્રતાપ શક્તિશાળી બને છે. ઉદયસિંહના મૃત્યુ પછી એ શૂરવીર પ્રતાપ ચિતોડની સ્વતંત્રતા જાહેર કરે છે, ત્યારપછીની આમાં વસ્તુસંકલના છે.

(૨) મુસ્લિમ-રજપૂતો વચ્ચે થયેલ હલદીઘાટના યુદ્ધનો પ્રવેશ, નાટક લંબાય નહિ તેટલા માટે જુદો વર્ણવ્યો નથી. સાધન અને સમયાનુકૂળતા મુજબ એ યુદ્ધ ગોઠવી શકાશે, અથવા ઉડાવી પણ શકાશે.]

## મંગલાચરણ

(સૂત્રધાર પોતાના એક મિત્ર સાથે પ્રવેશ કરે છે.)

(રાગ—ભુપાલી ત્રિતાલ. "જય શ્રીહરિ દેવાધિદેવા" એ મુજબ)

જય જય જલસ્થલ વ્યાપક સ્વામી!
કર મન નિર્મળ અંતરયામી,
આપ કૃપામૃત આશ અમારી,
આપ ચરણ નમીએ શિર નામી.—જય જય૦

સન્મતિપ્રેરક વિશ્વવિહારી,
રાખ શરણ ભવસાગર તારી,
'ઉન્નતિ'એ અભિલાષ અમારી,
જ્ઞાનદીપક પ્રગટાવ મુરારિ
જય જય જલસ્થલ વ્યાપક સ્વામી!

સૂત્રધાર—"ઈશ્વરની માયા બધી, જન્મમરણુ જંજાળ,
નિમિત્ત માત્ર છે માનવી,યશ અપયશ ધરનાર."

મિત્ર—પણુ તેમ છતાં સત્કાર્યોમાંજ ઈશ્વરી પ્રેરણા હોય છે એ નિઃસંશય છે. ઈશ્વરે પ્રત્યેક મનુષ્યને શિરે અમુક જવાબદારી તો મૂકેલી છેજ.

સૂત્રધાર—બરાબર છે. પોતાની વાસ્તવિક ફરજ બજાવાય, તોજ મનુષ્યજન્મ સાર્થક ગણાય.

મિત્ર—દાખલા તરીકે ?

સૂત્રધાર—"મેવાડ વીર 'પ્રતાપ' ફરજે ના ચૂકયો પોતા તણી,
ને ડોલતી નૌકા તરી એ વીર 'ભામાશા' થકી;
જેણે સમર્પ્યાં જીવન સૌ પરવા હતી ના માનની,
ઇતિહાસપાને અમર ગાથા, રહી ગઇ એ નામની."

મિત્ર—ભ્રાતા ! એ કોણ ? ને શાથી અમર કીર્તિ પામ્યા ?

સૂત્રધાર—ભાઇ ! આજે આપણે એજ પ્રશ્નને ઉકેલ કરવાનો છે, તો ચાલો એ કાર્યમાં પ્રવૃત્ત થઈએ.

( બન્ને જાય છે. )

પ્રવેશ:—૧ લો સ્થળ—પ્રતાપની સભા

પાત્રો:—પ્રતાપ, ભામાશા, પુરોહિત, એક સેવક ને પછીથી આંબેરનરેશ માનસિંહ.

( મહારાણા પ્રતાપની રાહ જોઈ રહેલ સભામાં પ્રતાપ આવે છે. સભા વંદન કરી તેમને માન આપે છે. )

પ્રતાપ ( આસને બેસીને )—ઓ મારા વીર સરદારો અને આ મેવાડભૂમિના સત્યનિષ્ઠ સેવકો ! તમારી પૂર્ણ મદદવડેજ હું ચિતોડની સ્વતંત્રતા જાહેર કરવા ભાગ્યશાળી થયો

છું. વીરો ! આજે આપણી દૃષ્ટિ સમક્ષ રાજપુત્રોની રજપૂતાઇ, અકબરશાહની દમનનીતિની જ્વાળામાં ભસ્મીભૂત થઈ રહી છે. શાહે ઉઠાવેલી ચતુરાઇ ભરેલી આ પ્રવૃત્તિના પ્રકાશમાં ઘણા રાજપુત્રો પતંગિયાં માફક ઝંપલાઇ ગયા છે. અરે ! આજે કેટલાક રાજપુત્રો મોટાઈના લોભે, કેટલાક હોદ્દાના લોભે ને કેટલાક સુલતાનના આશ્રયની લાલચે પોતાની પવિત્ર રજપૂતાઈનું લિલામ કરી રહ્યા છે.

**ભામાશા**—એટલુંજ નહિ, મહારાજા ! પરંતુ આપ સરખા ટેકી વીરોની ટેક છોડાવવા માટે ઊલટા તેઓ પાદશાહને મદદરૂપ પણ થઇ રહ્યા છે. ઓ પ્રભુ !

**પ્રતાપ**—તેથી શું ? પ્રધાનજી ! આપણી ટેક એ શત્રુઓની તમામ શક્તિઓને હઠાવવાને સમર્થ છે. 'ટેક' એ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરાવનાર એક દૈવી ગુણ છે. તમે જરા વિચારો કેઃ—

"એ સત્યવાદી હરિશ્ચંદ્રે ટેક જો રાખી હતી,
શિબિ, રંતિદેવ, બલિ, સહુએ ટેક જો રાખી હતી;
પરવા કરી ના પ્રાણની તો વિજયશાળી એ થયા,
ને ઈશ્વરી અમીદૃષ્ટિથી સુખ ભોગવી સ્વર્ગે ગયા."

**પુરોહિત**—તદ્દન સત્ય છે. મહારાજા ! ઈશ્વરકૃપા સાથે અડગનિશ્ચયપણાનો યોગ હોય, તો કાર્યસિદ્ધિ જરાય દૂર નથી.

**ભીલસરદાર**—તો પછી ચિંતા શા માટે ? હે મહારાણા ! જ્યાં સુધી આપના સેવકોમાં રક્તવાહનક્રિયા ચાલુ રહેશે, ત્યાં સુધી આ ચિતોડ સામે દૃષ્ટિપાત પણ કરનાર કોણ છે ?

રાણાશ્રી! "મેવાડ છે આ દેવભૂમિ, આપ એના દેવ છો,
ભક્તો વસે જ્યાં ભડવીરો, ત્યાં ભય નથી કદીયે કશો;
રાણા તણા આ સેવકોને, હર્ષ છે યુદ્ધે ઘણો,
રણઆંગણે ઝૂઝતાં કદી, ભય છે નહિ મૃત્યુ તણો."

**પ્રતાપ**—શાબાશ, મારા શૂરા સરદાર! શાબાશ. (સેવક આવીને સમાચાર આપે છે:—)

**સેવક**—અન્નદાતા! અકબરશાહના સરદાર આંબેર-(જયપુર)નરેશ માનસિંહજી આવે છે.

**પ્રતાપ**—બહુ સારું. (સેવક જાય છે, ને માનસિંહ આવે છે.)

**પ્રતાપ** (સહેજ હસીને)—પધારો, સુલતાનના સાચા સ્વામીભક્ત માનસિંહજી!

**માનસિંહ** (આસને બેસીને)—ઓ મહારાણા! જો, આપ સાંભળો તો બે હિતવચનો કહેવા ધારું છું.

**પ્રતાપ**—આપનાં એ હિતવચનોમાં જો રજપૂતાઇનો વિધ્વંસ ન થતો હોય, તો ખુશીથી કહો.

**માનસિંહ**—ભાઇઓથી જુદા પડી એકલા રહેવામાંજ પ્રતાપને રજપૂતાઇ ભાસે છે? ઓ પ્રતાપ! વિચારો કે બિકાનેર ને જોધપુર જેવાં રાજ્યોએ શાહની મિત્રાચારી સ્વીકારી છે.

**પ્રતાપ**—પરંતુ તે રજપૂતાઇનો ભોગ આપીને-પોતાના પવિત્ર કુળને કલંકિત કરીને.

**માનસિંહ**—તો પછી અમારા કુળને તમે કલંકિત ગણો છો?

**પ્રતાપ**—મુસ્લિમોને કન્યાઓ આપી તમે અવશ્ય તમારા કુળને કલંકિત બનાવ્યું છે. ઓ માનસિંહજી! તમારા જેવા સાથે બેસીને ભોજન લેવામાં પણ પાપની ભીતિ છે.

**માનસિંહ** (ક્રોધપૂર્વક)—ઓ અભિમાની રાણા પ્રતાપ! ન ભૂલ, કે તું એક રજપૂતનું અપમાન કરે છે. તારું આ અભિમાન હું સહેજ વારમાં નિર્મૂળ કરી દઇશ.

**પ્રતાપ**—જો આજે તું અમારા અતિથિ તરીકે ન હોત, તો અહીંજ બતાવી આપત કે, શુદ્ધ રજપૂતાઇનું ઓજસ કેટલું તેજસ્વી હોય છે!

**માનસિંહ**—આવું અપમાન! ઓ રાણા! હું જાઉં છું, ને બતાવી આપું છું, કે અપમાનનો બદલો શી રીતે વસૂલ થાય છે!

**પ્રતાપ**—પરવા નહિ! (માનસિંહ જાય છે.) મારા પ્રિય સરદારો! સભા વિસર્જન કરો. (સહુ જાય છે.)

**પ્રવેશ:—૨ જો સ્થળ:—અકબરની સભા**

**પાત્રો:—અકબર, અબુલફઝલ, જોધપુરનરેશ માલદેવ અને આંબેરનરેશ માનસિંહ.**

**અકબર**—મારા મુસ્લિમ સરદારો તથા રાજપુત્રવીરો! અત્યાર સુધીમાં આપણે ઘણા પ્રદેશો કબજે કર્યા. શામ, દામ, ભેદ ને દંડ એ ચારે ઉપાય વડે આપણે ખૂબ ઐક્ય સાધી શક્યા.

**અબુલફઝલ**—પણ ખુદાવંદ! ચિતોડના સિસોદિયા હજી આપણા અંકુશથી બહાર છે.

**અકબર**—(ક્રોધપૂર્વક) ઓહ! મારી આ પ્રચંડ સેના

આગળ એ મુઠ્ઠીભર મગતરાં કેટલો વખત ટકી શકનાર છે? સંગના છોકરા ઉદયસિંહને રખડતો કરી દીધો છે. તેના મહાન શૂરા બે સરદારો જયમલ્લ અને પ્રતાપને ધૂળ ચાટતા કરી, ખુદાને શરણે પહોંચાડી દીધા છે. અરે! ચિતોડગઢ પણ આપણા હસ્તક આવી ગયો છે.

**માલદેવ**—ઓ જહાંપનાહ! આપ ધારો છો, એટલું સહેલું એ કાર્ય નથી.

**અકબર**—જોધપુરનરેશ! તો પછી એમાં અઘરું શું છે?

**માલદેવ**—એ ઉદયસિંહના પુત્ર પ્રતાપે ચિતોડની સ્વતંત્રતા જાહેર કરી છે. વળી એનામાં "યથા નામ તથા ગુણા" હોવાની મને પ્રતીતિ છે.

**અબુલફઝલ**—માલદેવ! યાદ રાખજે કે, પાદશાહ સલામતના ક્રોધની પ્રચંડ જ્વાળામાં એની સર્વ શક્તિ ખાક થઇ જશે.

**અકબર**—બરાબર છે. મારા પ્યારા સરદાર અબુલફઝલ! પરંતુ દક્ષિણમાં ગયેલા વીર માનસિંહના કંઈ સમાચાર છે?

માનસિંહ (પ્રવેશીને)– જહાંપનાહની સેવામાં માનસિંહ હાજર છે.

**અકબર**—પધારો, માનસિંહજી! યાદ કરતાંજ આવી પહોંચ્યા. કહો શા સમાચાર છે?

**માનસિંહ**—ખુદાવંદ! આપના પ્રતાપથી દક્ષિણમાં સોલાપુર જીતી શકાયું છે.

અકબર—શાબાશ, મારા શૂરા સરદાર! શાબાશ!

માનસિંહ—હજૂર! હજી મારે તથા આપ ખુદને સાચી શાબાશી મેળવવાનો પ્રસંગ બાકી છે.

અકબર—એ વાત મારા લક્ષ બહાર નથી. તમે 'પ્રતાપ' સંબંધી કહેવા માગો છો ને?

માનસિંહ—જી હા, એ પ્રતાપને નમાવવાનું કાર્ય સહેલું નથી. તે અમને તો હલકા ગણે છે, પણ ખુદ પાદશાહ સલામતની શક્તિને પણ તે તુચ્છ માને છે. હું જાતે એને મળીને આવ્યો છું. એણે આપણું હડહડતું અપમાન કર્યું છે. આપ હજૂરની આજ્ઞાની રાહે મેં એ અપમાન મૂંગા મોંએ સહન કર્યું છે.

અકબર—(ક્રોધપૂર્વક) ઓ માનસિંહજી! હવે વિના વિલંબે એનું અભિમાન ઉતારી નાખો. આપણા પ્રતિનિધિ મારફત એને કહેવડાવો કે, "કાં તો શરણે આવો, અગર અમારી સાથે યુદ્ધ કરી પાયમાલ બનો." શાહજાદા સલીમની સરદારી નીચે તમે જબરું સૈન્ય લઇ જાઓ ને તેને કચડી નાખો.

માનસિંહ—એ તમામ વ્યવસ્થા હું સત્વર કરી લઇશ. આપ નચિંત રહો.

અકબર—કચેરી બરખાસ્ત કરો. (સહુ જાય છે)

પ્રવેશ—૩ જો સ્થળ:—પ્રતાપની સભા

પાત્રો—પ્રતાપ, પુરોહિત, રજપૂત સરદાર, ભીલ સરદાર ને સુલતાનનો પ્રતિનિધિ,

પ્રતાપ—જેની નસેનસમાં માતૃભૂમિનો પ્યાર રમી રહેલ છે, જેના રક્તકણોમાં શૂરત્વની સુરખીજ ભરેલી છે એવા મારા વીર સરદારો ને વીર સુભટો! એ આંબેરનરેશ માનસિંહના છેલ્લા શબ્દો ભયંકર યુદ્ધનું સૂચન કરે છે. હવે થોડાજ સમયમાં એ પાદશાહની પ્રચંડ સેના આવી પહોંચશે. વીરો! તમારી ફરજ બજાવવાનો ખરો સમય છેક નજીક આવી પહોંચ્યો છે.

પુરોહિત—મહારાજા! "રાણાઓ પ્રાણાંતે પણ ફરજ ન ચૂકે" એ સ્વાભાવિકજ છે.

"વાનર પ્રજાને કૂદવાની, રીત સ્વાભાવિક છે.
મૃગશાવકો ફાળો ભરે, એ નિત્ય સ્વાભાવિક છે;
એ મેઘનાદે પ્રાણુ દે, લઘુલંક સ્વાભાવિક છે.
રાણા સમજતા 'ફરજ'ને, નિઃશંક સ્વાભાવિક છે."

પ્રતાપ—બરાબર છે. ઓ મારા સરદારો! એ પાદશાહને બતાવી આપો, કે પોતાની માતૃભૂમિ માટે, પોતાના ધર્મ માટે અને પોતાની ટેકને માટે ફના થઇ જાય એવા વીરો મેવાડમાં છે.

"મેવાડનાં મેદાન ગજવો, વીરતાને દાખવી,
અણમૂલ રજપૂતાઇ રક્ષો, ચમકતાં હથિયારથી;
આ ધર્મયુદ્ધે ભડવીરો, પરવા કરો ના પ્રાણુની,
મેવાડને ઉજ્જવળ કરો, રણક્ષેત્ર રંગી મહારથી."

રજપૂતસરદાર—ઓ રાણાજી! આપ ચોક્કસ સમજજો કેઃ—

"થાએ હજારો વાદળાં, પણ સૂર્ય છુપાતો નથી,
હરણાંતણું દળ દેખતાં, સિંહબાળ છુપાતો નથી;

ખગલાખ પણ નિજભક્ષણે, ખગરાજ છુપાતો નથી,
માતૃભૂમિના રક્ષણે, રજપૂત છુપાતો નથી."

**ભીલસરદાર**—એટલુંજ નહિ, પરંતુઃ—

"કાયર નથી આ સેવકો, મૃત્યુતણા મહેમાન છે,
નિજ ધર્મ માટે અમતણી, આ જિંદગી કુરબાન છે."

**પ્રતાપ**—શાબાશ, મારા સરદારો! આજ આપણી મેવાડભૂમિ પરતંત્ર બની ગઈ છે. એ પરતંત્રતા મારા હૃદય-પ્રદેશમાં તીવ્ર શૂળી માફક ભોંકાયા કરે છે. જો પુત્રની નજર સમક્ષ માતા લૂંટાઇ જાય, તો તે પુત્ર નહિ, પણ પથ્થર છે. સરદારો! મારી પ્રતિજ્ઞા છે કેઃ—

"પરતંત્ર જો મેવાડ તો, શય્યા સુંવાળી ત્યાગ છે,
સુવર્ણચાંદીપાત્રમાં, જમવું ખરેખર ત્યાગ છે;
દાઢી મુંડાવું હું નહિ, પરતંત્ર મારો દેશ છે,
બેહાલ થાઉં, વનવન ભમું, એ દિલે આદેશ છે."

**પુરોહિત**—મહારાજા! આપનો આ નિશ્ચયજ સ્વતંત્રતાની આગાહી છે.

**સેવક**—મહારાણાજી! અકબરશાહનો પ્રતિનિધિ આવવા રજા માગે છે.

**પ્રતાપ**—આવવા દો. (પ્રતિનિધિ આવે છે).

**પ્રતિનિધિ (મગરૂરીથી)**—ઓ અભિમાને ચકચૂર બનેલ રાણા પ્રતાપ! અકબરશાહનો ખોફ વહોરી શા માટે પાયમાલ થવા ઇચ્છો છો? અમારા શાહનો આપને સંદેશ

છે કે, 'અન્ય રાજપુત્રો માફક શરણે આવો તો તમારું મેવાડ હમેશાં નિર્ભય છે, નહિ તો મુસ્લિમ સૈનિકોના હાથે કપાઇ મરવું પડશે.'

**પ્રતાપ**—(ક્રોધપૂર્વક)–દિલ્હીપતિ અકબરશાહના પ્રતિનિધિ! **जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी।**" આવાં રાજપુત્રોનાં જીવનસૂત્રથી તારો શાહ અજ્ઞાન છે. જા. તારા શાહને કહે કેઃ–

"મેવાડવાસી રજપૂતો હંમેશ અપરાજિત છે.
નિજ ધર્મ માટે પ્રાણ દે, વંશાનુગત એ રીત છે."

વળી એટલું પણ કહેજે કેઃ—

"મેરુ કદાપિ ડોલશે, પૃથ્વી રસાતાળે જશે,
સિંહ ઘાસને ખાતો થશે, પશ્ચિમ સૂરજ ઊગશે;
અવળી કદી સરિતા વહેશે, સર્પ વિષહીન થઈ જશે,
રાણા તથાપિ ટેકને, પ્રાણાન્ત પણ નહિ છોડશે."

ઓ પ્રતિનિધિ! તારા સુલતાનને હજી ખબર નથી કેઃ—

"રમતો નથી આ બાળની, પણ ધર્મનો સંગ્રામ છે,
મરવું અગર તો જીતવું, એ આખરી પ્રોગ્રામ છે;
નદીઓ વહેશે રુધિરની, ખપ્પર ભરાશે ભૂતનાં,
સ્વાતંત્ર્ય માટે ક્ષત્રિઓ, બલિદાન દેશે યુદ્ધમાં."

જા, તારા પાદશાહને જઇને કહેજે કે મેવાડી વીરો યુદ્ધ માટે તૈયારજ છે.

પ્રતિનિધિ ( શિથિલ પગલે પાછો ફરતાં )–ઠીક, બહુ સારું. ( પ્રતિનિધિ જાય છે. )

(આ પછી હિંદુમુસ્લિમ ઉભય પક્ષ હલદીઘાટે મળે છે. ત્યાં જબરો સંગ્રામ મચે છે. અસીમ પરાક્રમ દાખવવા છતાં પાદશાહી પ્રચંડ સેના આગળ રજપૂત પક્ષની હાર થાય છે. ખૂબ ઘવાયેલા અચેત પ્રતાપને તેના કેટલાક સરદારો જંગલમાં સુરક્ષિત જગ્યાએ લઇ જાય છે.)

પ્રવેશ—૪ થો સ્થળ—જંગલ

પાત્રો—પ્રતાપ, ભામાશા, ને સરદારો.

(એક ભિખારીની સ્થિતિમાં આવી પડેલ પ્રતાપ, પોતાના પ્રધાન ભામાશા તથા થોડાં પોતાનાં ખાસ માણસો સાથે પ્રવેશ કરે છે.)

પ્રતાપ (નમ્રભાવે)—ઓ વિશ્વનિયંતા! તારી ખૂબી મહર્ષિઓ પણ નથી સમજી શકયા, તો હું કોણ માત્ર! વિભો! પ્રતાપની આ દશા? કયાં મારી ચિતોડી પ્રાણપ્રિય પ્રજા ને કયાં આ જંગલવાસી બેહાલ પ્રતાપ! ઈશ્વર! તેં આ શું કર્યું? પણ ના, હું ભૂલું છું. પ્રભુ! તું તો સર્વસ્વ યોગ્યજ કરી રહ્યો છે; માત્ર મનુષ્યોને પોતાની વત્તી–ઓછી પાત્રતાને અંગે યોગ્યાયોગ્યનો ભાસજ થાય છે. હશે." **बलीयसी केवलमीश्वरेच्छा**" ઓ પરમાત્મન્!

(રાગ–ગઝલ—કાલિંગડામાં)

પૂરો બેહાલ છું હું ને, પ્રજા પરતંત્ર ઝૂરે છે;
ગયા મારા શૂરા સ્વર્ગે, દુઃખે આ દેહ ધ્રૂજે છે.
વિભવ, લક્ષ્મી, અને જયશ્રી, રિસાયાં આજ એ શાને?
ગયો કયાં ધર્મ છુપાઈ પ્રભુ! સત્વર પ્રગટ થા ને.

ભલે લાખો સિતમ ગુજરે, ભલે પરિવાર વન રખડે,
પરંતુ હે વિભુ! મુજને, પ્રતિજ્ઞા પાળવા બળ દે!

હવે આ પ્રતાપ મેવાડને માત્ર ભારરૂપ છે. જો મારી મેવાડ-ભૂમિને હું પરતંત્રતાની શૃંખલામાંથી છોડાવી શક્યો નહિ, તે મેવાડમાં રહેવા માટે પણ મારો શો હક?

ભામાશા—ઓ મહારાણા! પ્રતાપી પ્રતાપ મેવાડનો ત્યાગ કરશે તો પછી એની રાંકડી પ્રજાનું શું?

પ્રતાપ—પ્રધાનજી! જે પ્રજાએ મને દેવ તરીકે પૂજ્યો છે, તે પ્રજા દેહાંત સુધી આ પ્રતાપના આત્મામાં અમર છે. પણ આજે હું નિરુપાય બની ગયો છું. મને મારા જીવન પર પણ હવે કંટાળો આવે છે. મને અફસોસ થાય છે કે, સંગ્રામ-માં મારાં શૂરા સરદારો સાથે મને પણ પ્રભુએ કેમ ન બોલાવ્યો!

ભામાશા—રાણાજી! જ્યાં સુધી આપનાજ હસ્તે કરી મેવાડ સ્વતંત્ર થવાનું ઈશ્વરી નિર્માણ પાર ન પડ્યું હોય, ત્યાં સુધી એ કેમ બની શકે? રાણાજી, હિંમત ન હારો.

પ્રતાપ—પણ આ એક ભિખારીની દશા ભોગવતો પ્રતાપ શું કરી શકશે?

ભામાશા—મહારાણા! ઈશ્વરકૃપાથી મારા પૂર્વજોએ પુષ્કળ ધન સંપાદન કર્યું છે. આ ધન એટલું છે કે, તે વડે પચીસ સહસ્ર માણસોને બાર વર્ષ સુધી નિભાવી શકાશે. આ સર્વ ધનસંપત્તિ હું મારા અન્નદાતાના ચરણમાં અર્પણ કરું છું.

પ્રતાપ—પણ તે ધન સ્વીકારવાનો મારો શો અધિકાર?

પુત્રભક્ષક પિતા થાય, એવો આ પ્રતાપ નથી.

**ભામાશા**—રાણાજી! ધન આ આપના રાજ્યમાંથીજ ઉપાર્જન થયું છે, ને તે રાજ્યના હિતાર્થેજ વપરાય તો તે જરા પણ અન્યાયયુક્ત નથીજ. તો સેવકની વિનતિ ધ્યાનમાં લો ને મેવાડની ડૂબેલી વિજયનૌકાને સત્વર તરાવી દો.

**પ્રતાપ**—તમારો આગ્રહ છે, તો સ્વીકારું છું. ઓ પ્રભુ! આમાં મારો કંઇ અપરાધ થતો હોય તો માફ કરજે. (ભામાશા નાણાંની પેટી રાણાને સુપરત કરે છે તે રાણો સ્વીકારે છે.)

**પ્રતાપ**—ઓ વીર ભામાશા! તમારા જેવાં નરરત્નોને લાખો ધન્યવાદ છે. જે રાજ્યમાં સેવકો પોતાની ને રાજા પણ પોતાની ફરજ યોગ્ય પ્રમાણમાં બજાવે છે, તે રાજ્ય સદા નિર્ભય છે. હવે નવા સૈન્યની ભરતી કરો. ઈશ્વરકૃપાથી મેવાડનો ભાગ્ય-ભાનુ અવશ્ય ઉદય પામશેજ.

**ભામાશા**—આપ નચિંત રહો. હવે તમામ વ્યવસ્થા હુંજ કરી લઉં છું; પણ અત્યારે ફળાહારનો સમય થયો છે, તો પધારો.

પ્રતાપ ને ભામાશા (બન્ને)—"ધારે મનુષ્યો કંઇ અને, ઈશ્વર કરે છે કંઈ સદા." (બન્ને જાય છે.)

('ગુજરાત શાળાપત્ર'ના એક અંકમાંથી)



# ૩૯—સિંહનો સામનો

(લેખકઃ—શ્રી. કસનજી મણિભાઈ દેસાઇ)

ઈ. સ. ૧૮૭૬ની આ વાત છે. પ્રસિદ્ધ શિકારી સીલોસ જંગલમાં હરણનો શિકાર કરી પોતાના પડાવ તરફ આવતો હતો. તેનો પડાવ આફ્રિકાની એક નાની નદી ટાટીને કિનારે હતો.

સીલોસ પોતાના પડાવથી બહુ દૂર ન હતો; પણ તેને એ વખતે ત્યાંથી પડાવનો સીધો માર્ગ સૂઝતો ન હતો. આથી તેણે પોતાના ઘોડાને નદી તરફ ચલાવ્યો. નદીકિનારેથી પડાવનો માર્ગ તેને સરળતાથી જડતો હતો. અનુમાનથી નદી ત્યાંથી બેએક માઈલ દૂર હશે.

વિચારમાં ને વિચારમાં તે ઘોડા પર ચાલ્યો જતો હતો. નદીના કિનારાથી ચારસો ગજ દૂર એણે એક ખંડેર જોયું. ખંડેર જોતો જોતો તે આગળ વધતો હતો, એટલામાં તેણે થોડે દૂર સામે કોઈ પીળી ચીજ જોઇ. ધ્યાનથી જોયું તો તે સિંહની આંખો હતી. સિંહનું મોં સીલોસ તરફ હતું. તે પોતાનું શિર આગલા પંજા પર રાખી ઘાસમાં બેઠો હતો.

સિંહને જોતાંજ સીલોસ ઘોડા પરથી ઊતરી પડ્યો. રાયફલ ઉઠાવી. સિંહ નાસી ન જાય તે માટે તેણે જલદીથી ગોળી છોડી. સિંહે ગર્જના કરી. તેને ગોળી વાગી હતી. તેનો જમણો પગ ઘાયલ થયો હતો. બીજી ગોળો મારવાનો અવસર

ન હતો. સિંહ સચેત થઇ ઝાડીવાળા નાળામાં ઘૂસી ગયો હતો.

ઝાડી એટલી બધી ગીચ હતી, કે દસ ગજથી વધારે દૂરની કોઇ ચીજ દેખી શકાતી ન હતી. ઘાયલ સિંહનો અને તે પણ સૂર્યાસ્તની કંઇક પૂર્વે, પીછો કરવાનો જીવ ચાલતો ન હતો. સાથે સાથે સિંહના ચામડાનો લોભ સીલોસથી મુકાતો ન હતો. તે સીલોસને સિંહ તરફ ખેંચી રહ્યો.

લોભે અનિચ્છા પર વિજય મેળવ્યો. તે ઘોડાને છોડી, હાથમાં રાઇફલ લઇ, સચેત થઈ સિંહની શોધમાં નીકળ્યો. થોડેક દૂર ગયા પછી નાળાના કિનારા પર-ત્રીસ ગજ દૂર-સિંહની યાળના વાળ હવામાં ઊડતા જોયા. પછી તે કેસરી પણ દેખાયો. પણ તરતજ તે અદરય થઈ ગયો.

સિંહે સીલોસને જોયો હતો, તેથી તરતજ બીજી તરફ ચાલ્યો ગયો. જ્યાં જવાનું કોઇથી સાહસ ન થાય, તેવી ગાઢ ઝાડીમાં તે ભરાઇ ગયો. સીલોસ પણ પાછળજ હતો. આંખો ફાડી તેણે ઝાડીમાં જોયું. તેણે ઘુરઘુરાટ સાંભળ્યો. નજર પડી તો સામે સિંહ દાંત કાઢી વિકરાળ દૃષ્ટિએ ઘૂરકી રહ્યો હતો.

ઘૂરકીને એક ત્રાડ નાખી તે ત્યાંથી હુમલો કર્યા વગરજ પલાયન કરી ગયો !

સીલોસ ગોળીબાર કરી શકત, પરંતુ ઝાઝી ઝાડીઓને લીધે નિશાન અચૂક ન લાગવાની શંકા હતી. આથી તેણે ગોળીબાર કીધો નહિ. વાદળ ઘેરાયલું હતું. વરસાદ પણ પડવા લાગ્યો. આથી નાઉપાયે સીલોસે સિંહનો પીછો છોડી દીધો. સિંહ મરી તો જશેજ, પરંતુ એનું ચામડું ચરખ ખરાબ ન

કરે તો સારું, એવા વિચારમાં ડૂબી સીલોસ ઘોડા પર બેસી પોતાના મુકામ પર ગયો.

બીજે દિવસે સવારના પહોરમાંજ સીલોસ નીકળ્યો. સાથે પોતાના બે અંગ્રેજ મિત્રો હતા. હૅાર્નર અને ઍન્ડી. તેઓ સિંહની શોધમાં ઊપડ્યા. એમની સાથે કેટલાયે આફ્રિ-કાનિવાસી જંગલવાસી બુશમેન લોકો પણ હતા. ઝાડીઓમાં સિંહ જલદી મળે, તે માટે સીલોસે શિકારી કૂતરા પણ સાથે લઇ લીધા હતા. રાતે થોડો વરસાદ પડી ગયો હતો.

તેઓ ગઇ રાતે જે જગાએથી સિંહને છોડ્યો હતો, તે જગાએ ગયા. પછી ત્યાંથી પચાસેક ગજ આગળ ચાલ્યા; એટલે કૂતરાઓ ભસવા લાગ્યા. કેટલાક તો ડરી ગયા. તેમને સિંહની ગંધ આવી હતી. બે સિવાય બધા કૂતરાએ પોતાની પૂછડી પોતાના પાછલા બે પગ વચ્ચે ઘાલી દીધી. તેઓ પાછળ હઠવા લાગ્યા.

ફક્ત એક કાણી કૂતરી અને બીજો એક કૂતરો આગળ જઇ ભસવા લાગ્યાં.

પણ તે જોડીયે બહુ આગળ વધતી ન હતી. સિંહનાં પગલાં તપાસતા તપાસતા તેઓ સંભાળીને ચાલતા હતા. સિંહ જે જગાએ રાત રહ્યો હતો, તે જગા તેમને મળી ગઇ. ત્યાં લોહી ખૂબ પડ્યું હતું. શિકારીઓનાં પગલાં સાંભળીનેજ તે ત્યાંથી ઊઠી ગયો હતો. તેના પંજાનાં તાજાં પગલાં ભીની ધરતી પર સ્પષ્ટ જોઇ શકાતાં હતાં.

ગીચ ઝાડીને લીધે શિકારીઓની ગતિ બહુ ધીમી હતી.

તે સિંહને પગલે પગલે ચાલ્યા જતા હતા, પણ સિંહ ક્યાંય દેખાતો ન હતો.

નદીકિનારે એક ઊંચી જગ્યા પર સિંહને જોવા માટે સીલોસ અને હૉર્નર જતા હતા. ગ્રૅન્ડી અને બીજા જંગલવાસી લોકો સિંહની શોધમાં તે ઝાડીમાંજ આગળ વધતા હતા. સીલોસ અને હૉર્નર પોતાની ધારેલી જગ્યા પર પહોંચી જાય તે પહેલાં એકાએક સિંહની ગર્જના સંભળાઈ. ગ્રૅન્ડીએ બૂમ મારી: "સિંહનો પત્તો મળ્યો છે. મેં તેને જોયો છે."

પછી તેણે ગોળીબાર કર્યો ને કહ્યું: "ગોળી લાગી ગઇ છે. સીલોસ એ તરફ તરતજ દોડતો આવ્યો.

સિંહને તેણે એક ઝાડ નીચે જોયો. તે ગર્જના કરી ઘૂરકી રહ્યો હતો.

ગોળી મારવાને માટે સીલોસે જેવી રાયફલ ઉઠાવી કે તરતજ સિંહ ગર્જના બંધ કરી નદીકિનારાની ઝાડીમાં અદૃશ્ય થઇ ગયો. શું તે રાયફલથી ડરતો હતો? પશુબુદ્ધિથી એને એવો આભાસ થઈ ગયો હોય, તેમાં આશ્ચર્ય પણ શું છે?

નદીમાં પૂર ચઢ્યું હતું. આથી સિંહ ઘાયલ દશામાં નદી પાર જઇ નહિ શકે, એવો સીલોસે વિચાર કર્યો. આથી તે તેનો પીછો ન પકડતાં બીજેજ માર્ગે એક સ્થાન પર જઇને ઊભો રહ્યો. તે એવા અનુમાનથી આવ્યો હતો કે, સિંહ આ જગ્યાએ અચૂકજ નીકળશે. એનું આ અનુમાન ખરું પડ્યું. સિંહ તે તરફજ આવ્યો હતો. પોતાના માર્ગમાં શત્રુને ઊભેલો જોઇ તેણે ફરી ગર્જના શરૂ કરી.

સિંહના શબ્દ પરથી સીલોસને તેના સ્થાનનો પત્તો મળી ગયો. સિંહે ઘાયલ થયા છતાં હજી સુધી હુમલો કર્યો ન હતો.

ગ્રેન્ડીની ગોળી પણ એને વાગી હતી. આથી તે પોતાના ઉપર હુમલો કરશે, એવી સીલોસને જરા પણ આશંકા ન હતી.

રાયફલનો ઘોડો ચઢાવી તેને હાથમાં આગળ કરી સિંહ-ને જોવા સીલોસે જેવી નજર કરી, તેજ પળે સિંહ તેના પર તૂટી પડ્યો. તે એટલો નજીક આવી ગયો હતો કે, નિશાન સાધવાનો પણ સમય ન હતો. રાયફલ ખભાને લગાડે એટલી વારમાં તો સિંહ રાયફલની નળી પાસે આવી ગયો.

નિશાન તાક્યા વિનાજ ઘોડો દબાવી તે એક તરફ કૂદી પડ્યો. સિંહ એના પગ પાસેજ રાયફલની નળીથી બે ગજથી-યે ઓછે દૂર ઢળી પડ્યો હતો!

સિંહને મરણ પામેલો ધારી સીલોસ અને તેના સાથી આગળ વધતા હતા, એટલામાં વળી સિંહ ઊભો થઇ ગયો. વળી એક ગોળી છોડી. સિંહ ધરણી પર ઢળી પડ્યો. ક્રોધ અને વિરોધથી તેનું મોં ખુલ્લુંજ હતું. એક બીજો ગોળીબાર કર્યો. સિંહ ઠંડો થઈ ગયો. એને માપ્યો. નાકથી પૂછડીના છેડા સુધીની તેની લંબાઇ ૧૦ ફૂટ ૩ ઇંચ હતી.

સિંહની લાશ જોતાં જણાયું કે ગ્રેન્ડીની ગોળી એને લાગીજ ન હતી! ("બાલજીવન"ના એક અંકમાંથી)

# ૪૦—ચિત્તાનો સામનો

( લેખકઃ–શ્રી. જીવરામ જોશી )

બાબુ વિશ્વેશ્વરપ્રસાદ સિંહ પટનાના શ્રીમંત જમીનદાર હતા. ઉનાળામાં એક બે મહિના નૈનિતાલની હવા ખાવા આવતા. નૈનિતાલમાં મકાનની વ્યવસ્થા ન થઇ શકી અને ભીમતાલમાં રહેવા આવ્યા. એજ મકાનમાં હું અને પંડિત હરપ્રસાદ ઊતર્યા હતા.

રાતે સ્થાનિક મિત્ર મોતીરામ આવે. ગપ્પાં લડાવીએ અને ઊંઘ ઘેરાય ત્યારે સૂઇ જઇએ. આંખમાં ઊંઘનો પડછાયો પણ ન રહે ત્યારેજ ઊઠીએ. હાથે રાંધીને પરવારતાં એક વાગે. ખાઇપીને બેસીએ કે અન્નનો નશો ચડે. હિમરાજની ઠંડી ફૂંકો તબિયત તર કરી દે, પછી ઊંઘ્યા વિના ચાલેજ કેમ ? ઊંઘીએ તે ઠેઠ સૂરજ ઢળતાં સુધી. ઊઠીને બેસીએ કે મોતીરામ આવે અને ચાલે ગપ્પાં. સાંજ થાય ને રાંધવાનું ચાલે. આમ મકાનમાંજ દિવસ પૂરો થતો. અમારી આ મસ્તી જોઈ ને બાબુ સાહેબે તો અમને પૂરા એદીજ સમજી લીધા.

આઠમે દિવસે બાબુ સાહેબ સવારમાં ફરવા ગયા અને લોહીવાળે કપડે પાછા આવ્યા.

"બાબુ સાહેબ, આ શો ખેલ ખેલી આવ્યા ?" પંડિતજીએ પોતાના વિનોદી સ્વભાવે પૂછ્યું.

"જીવતો આવ્યો એ કહોને !" બાબુ સાહેબે કહ્યું.

વાત બની એમ કે, બાબુ સાહેબ ત્રણેક માઇલ દૂર ચાલ્યા

ગયા હતા. માર્ગ છોડીને કેડીએ ચાલતા હતા. લઘુશંકા કરવા બાજુ પર ગયા. ઝાંખરાની ગીચ ઝાડી જેવું હતું. અંદર ઘૂસીને બાબુ સાહેબ માથું ઊંચું કરે ત્યાં સત્યાનાશ! દસ ડગલાં દૂર-જ ચિત્તો બેઠો જોયો. આ વખતે એમની શી સ્થિતિ થઇ હશે, એ તો પોતેજ વર્ણવી શકે.

બાબુ સાહેબ પૂતળું બની ગયા. મસ્તિષ્ક શૂન્ય બની ગયું. ન પાછો પગ પડે કે ન આગળ. કિંકર્તવ્યવિમૂઢ થઈ ઊભા.

ચિત્તાને આશ્ચર્ય તો થયું જ હશે કે આ બે માથાંનો માનવી કેવો? કોઇ મૃત્યુજિત હશે, કે મરણિયો વીર હશે! નહિ તો આમ બેધડક સામે આવીને ઊભા રહેવાની હિંમત કોણ કરે? હજી સુધી તો પોતાનાથી ડરીને નાસતા માણસોજ એણે જોયા હતા. આ કોઇ અજબ માનવી! આવાં સામટાં આશ્ચર્યે ચિત્તાજી થીજી ગયા. ધારી ધારીને એ મરણિયાને જોતા હોય તેમ બેઠાબેઠાજ તાકી રહ્યા.

બાબુ સાહેબ ભયના ઘેનમાંથી જાગૃત થયા કે, "અરે! હું ઊભો કેમ? ચિત્તા સામે!" સાવધાન થતાં ઉપાય સૂઝેજ. બાબુ સાહેબ પાસે બીજો કોઇ ઉપાય હતોજ નહિ. સીધો, સાદો અને ઝટ થાય એવો "નાસવા"નો ઉપાય અજમાવ્યો. આ સર્વવ્યાપી ઉપાયમાં ઘણી વખત સફળતા મળે છે. બાબુ સાહેબ એકજ વળાંકે ઝાંખરામાંથી બહાર નીકળી ગયા. ચિત્તો પાછળ આવે છે કે કેમ એ જોવા જેટલી ધીરજ નહોતી. સીધી કેડીએ નાઠા. એમનું વજનદાર શરીર ભયના આવેશથી હળવું ફૂલ થઇ ગયું. જમીન ઉપર રબ્બરનો દડો ઊછળતો જાય એમ

કૂદતા નાઠા. પગના સ્નાયુઓ તો તંબૂરાના તાર પેઠે કાંપતા હશે, એથી પગ ઊંચોનીચો પડે છે એ કંઈ ખ્યાલમાંજ નહિ હોય. પગ એક પથ્થર ઉપર પડ્યો, પથ્થર ગબડ્યો. બાબુ સાહેબે દંડવત્ કર્યાં. કપાળમાં અથડાયો પથ્થર. માથું ફૂટયું ને લોહી નીકળ્યું.

બાબુ સાહેબે ચિત્તાની વાતની શરૂઆત કરી ત્યારે અમે ધારેલું કે, ચિત્તા સાથે ઝપાઝપી થઈ હશે, ચિત્તાએ ઘાયલ કર્યાં હશે અને લોહી નીકળ્યું હશે.

સાંજે મોતીરામ આવ્યો. તેને વાત કહી.

"એક ગાય મરાયાની ખબર ત્રણચાર દિવસ પહેલાં મળી હતી ખરી. કદાચ એજ ચિત્તો હોય." તેણે કહ્યું.

"તપાસ તો કરાવો. પત્તો લાગે તો શિકાર કરીએ."
"એની મેળે મળી રહેશે." મોતીરામે કહ્યું.

આજુબાજુ વાઘ કે ચિત્તાની રંજાડ વધતી ત્યારે મોતીરામને ખબર મળતીજ. શિકાર ખેલવા આવનારાઓને મોતીરામજ ખબર પૂરી પાડતો. પણ અમને એક ભય હતો. ઊનાળાની ઋતુ હોવાથી ઘણા સરકારી અમલદારો નૈનિતાલમાં હતા. અંગ્રેજ અમલદારોમાં શિકારનો શોખ ઘણાને હોય છે. તેમને ભાળ મળી ગઇ તો પછી અમારે ચૂપજ રહેવાનું. શિકાર ખેલવા માટે ખાસ પરવાનો લેવો પડે છે. એ સગવડ તો અમને ભાગ્યેજ મળી શકે. એટલે એ બધી પંચાત બાજુ પર રાખીને અમારે શિકાર ખેલવો હતો.

મોતીરામ ચોક્કસ ખબર મેળવી શક્યો નહિ.

"તો ચાલો શોધવા નીકળીએ. સફર પણ થશે અને આનંદ પણ મળશે." પંડિતજી બોલ્યા.

"એમજ. ક્યારે પાકી ખબર મળે અને ક્યારે શિકાર ખેલી શકાય એ નક્કી નહિ." મેં કહ્યું.

"તો પછી ચાલો." મોતીરામ પણ સંમત થયો.

બીજે દિવસે સવારમાં ખાઇપીને તૈયાર થઇ ગયા. બાબુ સાહેબને વાત કહી. એમણે તો ચોખ્ખી ના સુણાવી. હું આગ્રહ કરવા લાગ્યો. ખાસ આગ્રહ તો બંદૂક ખાતર હતો. એ પોતે તો બોજારૂપ હતા.

"જવા દો ને, એમને નકામા તકલીફમાં ઉતારવા! બંદૂક જોઇશે તો આપશેજ." પંડિતજીએ બંદૂકની આડકતરી માગણી કરી.

"જોઇએ તો લઇ જાઓ." બાબુ સાહેબ બોલી ગયા.

અમારે પણ બીજું શું જોઇતુ'તું? પચીસ કારતૂસ સાથે બંદૂક લઇ લીધી. મોતીરામ પાસે બંદૂક હતીજ. પંડિતજી પાસે તમંચો હતો. ત્રણેય પાસે હથિયાર આવી ગયાં. મેં બાબુ સાહેબનો તમંચોજ માગી લીધો. બંદૂકનો ભાર વહન કરવો અને કૂંદો છાતીએ ભિડાવવો મને પસંદ નહોતું.

પાઉં, ચણા અને એક જાતનાં ફૂલોના રસનો ગોળ થેલીમાં ભરીને મોતીરામે લઇ લીધાં. એક ગામડામાંજ રાત વિતાવવાનો વિચાર હતો.

પંડિતજી સાથે હોય એટલે શારીરિક શ્રમને સ્થાન મળેજ નહિ. તેમના વિનોદી વાર્તાલાપે જગા રોકી લીધીજ હોય.

બાબુ સાહેબને જ્યાં ચિત્તાનાં દર્શન થયાં હતાં એ સ્થાને પહોંચ્યા. સંભાળપૂર્વક બધે જોયું. પાંચ કે સાત દિવસ પહેલાંની સુકાયલી હગાર જોઇ. હાડકાંના ટુકડા ભળેલી હગાર એનીજ હોય એમાં શંકા ન રહી.

"આઠ દિવસમાંજ એણે તૃપ્તિકર શિકાર મેળવ્યો હશે." પંડિતજી બોલ્યા.

"એમ કરીએ, પાસેના ગામડામાંજ જઈએ, કંઈક ખબર મળશે. આમ તો આપણે ક્યાં ભટકીશું ?" મેં કહ્યું.

"એમજ કરવાનું છે." મોતીરામે કહ્યું.

ચાલતી પકડી. જંગલનો ખોળો ખૂંદતા બપોર થતાં થતાં એક નાના ગામ નજીક પહોંચી ગયા. ગાયો અને એકબે ઘોડાં ચરતાં જોયાં. કોઇ માણસ દેખાયું નહિ. પથ્થરની આડમાં હશે એમ ધારીને બૂમ મારી. એક ડોસો નીકળી આવ્યો.

"દાદા ! આટલામાં ક્યાંય ચિત્તાના વાવડ ? મોતીરામે પહાડી ભાષામાં પૂછ્યું.

"ખાસ તો કંઇ ખબર નથી, પણ સામેની ટેકરીઓમાં આવ્યો છે. એવું સાંભળ્યું 'તું. ડોસાએ જવાબ દીધો.

"કોઈની ગાય મર્યાની ખબર હતી ને ?"

"એ તો કાંઇ ખબર નથી, પણ આવ્યો છે ખરો." ડોસાએ કહ્યું.

અમે ગામમાં ગયા. બેત્રણ જણને પૂછ્યું. ડોસાએ આપેલા જવાબની પૂર્તિ જેવાજ સમાચાર મળ્યા.

"ચાલોજી, ટેકરીઓ ઉથલાવ્યા વિના કંઈ વળશે નહિ,

નાસ્તો પાણી કરી લઈએ." પંડિતજી બોલ્યા.

"ભલા માણસ, હમણાં તો ખાઇને આવીએ છીએ. ઘડીકમાં ભૂખ?" મેં કહ્યું.

"આતે કાટ રહી હૈં" પંડિતજીએ પોતાનું સુરક્ષિત વાક્ય ઉચ્ચાર્યું.

ગામ બહાર ઝરાસમું જળાશય હતું. ખૂબ ઠંડું પાણી. પંડિતજી જઇને આંગળી બોળી આવ્યા. "ચાર નહાનેકા કાબિલ પાની હૈ" કહીને તેમણે કપડાં કાઢી નાખ્યાં. સૌએ ડૂબકી મારી લીધી. ચણાગોળ ચાવીને ચાલતા થયા.

સામેજ ટેકરીઓ દેખાતી હતી. અરધા માઇલથી દૂર નહિજ હોય એમ કલ્પી શકાય. પણ પહોંચતાં તો ડૂચા કાઢી નાખ્યા! પહાડી પ્રદેશનો માર્ગજ એવો. ટેકરીના પેટાળમાં જઇ ઊભા. ઝાડી આછી હતી. મોટામોટા પથ્થરો સર્વત્ર પડ્યા હતા. સૂર્ય ઉતાવળો થતો લાગ્યો. એ તો યુગો થયાં એકજ ગતિમાં હશે. અમારી ભાવનાની આંખોએ એને વધારે ગતિમાન બનાવી દીધો.

થોડે દૂર એક ઘોડેસવાર દેખાયો. મોતીરામે બૂમ મારી. અજાણ્યાની બૂમે આ પહાડી પ્રદેશમાં ઊભા રહેવામાં ભય જેવું નથી. લૂંટવાનો ડર હોતોજ નથી. પહાડી જાતિની નીતિમત્તાનું એ પ્રમાણ છે.

ઘોડેસવાર નજીક આવ્યો. ચિત્તાની ખબર પૂછી.

"આ ટેકરીની પેલી બાજુ ઝાડીમાં છે. કાલેજ સામેના ગામનું એક બકરું માર્યું છે." સવારે કહ્યું.

વધારે વિગત પૂછવાની હવે કંઈ જરૂર ન રહી. ટેકરીના પેટાળમાં થઈને પેલી તરફ જવા ચાલ્યા.

બકરું કાલેજ માર્યું હોય તો આજ એને શાંતિ હોયજ. ખાઇને તરતજ ચાલવામાં હાનિ છે, એ આયુર્વેદનો સિદ્ધાંત એણે જાણી લીધો હોય છે.

ટેકરીને પ્રદક્ષિણા કરી ઝાડીને શેઢે આવીને ઊભા. ઝાડી ગીચ તો નહોતીજ. અંદર પ્રવેશ કર્યો. સાવધાનીથી આગળ ચાલ્યા. શિકારીની સાવધાનીનો પ્રકાર જુદોજ હોય છે. એની નજરમાંથી એક પણ સ્થાન ખસી જવું ન જોઈએ. કેમકે જાનવર ક્યાં લપાયું હોય એ કહી ન શકાય.

પાંચ વાગી ગયા. પરસેવે નીતરીને અમારી હિંમત ધોઈ નાખી. ચિત્તાની હાજરી બતાવતું એક પણ ચિહ્ન જોયું નહિ. પંડિતજીના વિનોદ–દૂધમાં નિરાશાનું ખાટું બુંદ ટપકી પડ્યું.

"આ તાપમાં તો એ કોઇ ઠંડી બખોલમાં શાંતિ લેતો હશે." મેં કહ્યું.

"હજી તો બે કલાક દિવસ છે. ગમે ત્યાંથી શોધી કાઢશું." પંડિતજી બોલ્યા.

"કોતર પકડીએ" મોતીરામે કહ્યું.

"વાત સાચી." મેં કહ્યું.

દૂર નીકળી ગયા હતા. રસ્તાની મુશ્કેલી નહોતી. ટેકરીઓની ચડઊતરથી થાક ચડ્યો હતો. ઝાડી છોડીને બે ટેકરી વચ્ચેના કોતરમાં આવ્યા.

ડાબા હાથ તરફ કોતર વળી જતું હતું. સૂરજ ટેકરીની આડમાં આવી ગયો હતો. ટેકરીની છાંય ખૂબ મીઠી લાગતી હતી. ચારેકોર નીરવતા પ્રસરી હતી. ચણા ફાકતા પંડિતજી પાછળ આવતા હતા. હું અને મોતીરામ પગ તરફ દષ્ટિ રાખીને ચાલતા હતા.

કોતરનો વળાંક આવ્યો. પંડિતજીને સાથે કરી લેવા અમે ઊભા રહ્યા. એવામાં ખડડડ કરતો અવાજ થયો! જાણે પથ્થર ગબડયો કે કોઇએ સૂકી ડાળીઓ ખંખેરી એવું લાગ્યું. અમે આજુબાજુ લૂખી નજર ફેરવી. કંઈ ધ્યાનમાં આવ્યું નહિ.

પંડિતજી સાથે થઈ ગયા.

"બૈઠો યાર, દુશ્મનકી તો મોજસે કાટતી હોગી. હમેં પરેશાન કયોં હોના ચાહીએ?" પંડિતજી બોલ્યા.

હું બેસીજ ગયો. મોતીરામ કંઈક વિચારતો બંદૂકને ટેકે ઊભો રહ્યો.

"દેર હો જાયગી" કહેતો તે પણ બેઠો.

પાંચેક મિનિટ પછી પંડિતજી ઊઠ્યા. લઘુશંકા કરવા કોતરના વળાંકમાં ગયા. તરતજ પાછા આવ્યા.

"બાઘ ખોજ લાયા." સામાન્ય શાંતિથી પંડિતજીએ આવીને કહ્યું. ચિત્તાને એ લોકો વાઘ કહે છે.

"વાઘ" શોધી લાવનારની વાતમાં એવી શાંતિ હોય નહિ. અમે કંઈ લક્ષ ન આપ્યું.

"રકખે રહિયે" કહીને મોતીરામ હસ્યો.

પંડિતજીએ આવીને તરતજ બંદૂક ઉઠાવી. "ખડે હો, મજાક નહિ, મોડકે સામને હી બાઘ ચલા આ રહા હૈ."

"સચ?"

"સચ."

ચિત્તાના આવવાની વાત માની શકાય એવા સ્વરમાં પંડિતજી બોલ્યા કે, અમારી શારીરિક દશા બદલાઇ ગઇ. મોતીરામનો ઝોળો નીચેજ પડી રહ્યો ને એ ઝટ બંદૂક લઇને ઊભો થઈ ગયો. આખો દિવસ ભટકયા છીએ, થાકનું ઝેર હાડકાંમાં પસરી ગયું છે, એ બધું ભુલાઇ ગયું.

ત્રણેય દબાતે પગલે વળાંકને ખૂણે જઇને ઊભા રહ્યા. પચીસ ગજ લાંબી ખીણ હતી. વનફૂલોના છોડ, દાડમડી અને ઝાંખરાંની આછી ઝાડીમાં ઝીણી નજરે જોયું, પણ દર્શન થયાં નહિ.

"વાહ યાર, ખૂબ મઝાક જાનતે હો!" મોતીરામનું ધૈર્ય ખૂટ્યું અને કહ્યું.

મોતીરામ બોલ્યો, કે તરત દસેક ગજ દૂર ટેકરીના ચઢાવ ઉપર ઘુરઘુરાટ સાંભળ્યો. ચમકીને અમે જોયું.

ઘુરાંટી એનીજ હતી. સાવધ થઈને જોયું પણ દેખાયો નહિ. ફરી ધીમો ઘુરઘુરાટ સંભળાયો.

"કર દું આવાઝ?" પંડિતજી બોલી ઊઠ્યા.

"રહને દો." મોતીરામે કહ્યું.

ફરી ઘુરઘુરાટ થયો. ધ્યાનથી જોયું તો પથ્થરની આડમાં ઉપલા ભાગ ઉપર ચિત્તાનું મોં દેખાયું. અમારા અવાજથી એ

પણ ચમક્યો હશે. પથ્થરની આડમાંથી નીકળીને જરા ઉપર ખસી આવ્યો. તેના પગ અને પાછલો ભાગ દેખાયાં નહિ. કેવળ મોં અને ગરદન જોઈ શકાયાં. એનું મોં જોતાંજ રોમાંચની વીજળીએ ઝટકો માર્યો. કાળમંદિર સમા એના મોંને જોઈ મૃત્યુની યાદ આવેજ.

મોતીરામ ઊભોજ હતો. પંડિતજી છાતીએ કૂંદો દાબીને બેસી ગયા હતા. મારા હાથમાંનો તમંચો સ્તબ્ધ હતો.

"હડુડુડુમ" પહાડમાં પડઘા ગાજ્યા. પંડિતજીએ ગોળી છોડી દીધી. ચિત્તો ઝડપથી મોં ફેરવીને તરાપ મારી કૂદ્યો. ઊંચે ઝટ ચડી શકાય એવું નહોતું. કૂદીને ટેકરીના ઢોળાવ સાથે બાઝી પડ્યો. આગલા અને પાછલા પગ સીધા થઈ ગયા. મોં ફેરવીને અમારી સામે ડાચિયાં કરતો જોઈ રહ્યો. અત્યારે આ દશ્ય ઘણુંજ મોહક લાગે છે. કેમેરામાં ઝડપી લેવા જેવુંજ. પણ એ સમયની સ્થિતિમાં સૌંદર્યકળા વિચારવા જેટલી વૃત્તિ પણ વેવલાપણુંજ ગણાય.

મોતીરામે ગોળી છોડી. પાછલા થાપા ઉપર ચિત્તાએ ઝીલી લીધી. ભયંકર ત્રાડ સાથે આડે કૂદીને નાઠો. સીધું દોડી જવાય એવું નહોતું. અમારા માથા પરજ પથ્થર ગબડાવતો બાજુએ કોતર તરફ ગયો.

હું તો તમંચો લઇને ઊભો ઊભો જોઇજ રહ્યો. નાહક ગોળી છોડીને જનાવર સાથે દુશ્મની બાંધવામાં શો લાભ! આમ વિચારીને હું અટકી ગયો હોઉં એવી સ્થિતિ થઈ ગઇ. કોણ જાણે કેમ, પણ ગોળી છોડવાની વૃત્તિજ ન થઇ. મા-

નસિક આંદોલનોનું ભવિષ્ય નથી કળી શકાતું. મારી સ્થિતિ આવી થશે એવું મેં કલ્પ્યુંજ નહોતું.

નાસતો કાળ જોઇને મુડદામાં પણ ચેતન વ્યાપે. આપણાથી દુશ્મન ડર્યો છે, એવો વિશ્વાસ આવતાંજ આપણે શૂર બની જઇએ છીએ. અમે જાણે ચિત્તાને નસાડ્યો હોય એવા ભાવે દોડી નીકળ્યા. વાંક વળોટ્યા અને ખીણ કૂદીને ચિત્તો બીજી ટેકરી ઉપર ચડતો દેખાયો. મને શૂરાતન આવ્યું. નેમ લઇને ધડૂમ કરતો તમંચો ફોડ્યો.

"વાહજી ! માર દિયા બાઘ !" પંડિતજીએ હસીને કહ્યું.

"હવે ગયો." મોતીરામ બોલ્યો.

"ઉસકે નામકી ગોલી રહ જાય વો અચ્છા નહિ યાર !" મેં કહ્યું.

"અચ્છા, આપ ભી મના લેં, કિ બાઘ પર ગોલી છોડી થી." પંડિતજીએ કહ્યું.

ચિત્તો નજરના પડદાની પેલે પાર જતો રહ્યો. સૂરજ ભગવાન છેલ્લી સલામ ભરતા હતા. હવે કંઈજ નહિ બને સમજીને અમે ચાલતા થયા.

નવ વાગતાં લગભગ ગામ આવ્યું. લથડતે પગે ગામમાં ગયા. મુખીનું ઘર શોધી કાઢ્યું. ભાખરી મેં પકાવી. દૂધ સાથે જમી ગયા. ઊંઘ તો ક્યારની રાહ જોતી બેઠી હતી. અમે એવા ઊંઘ્યા કે સૂર્યોદય પછીજ જાગ્યા.

બીજે દિવસે એજ માર્ગે અમે ટેકરી ચડયા. ચિત્તો ઘાયલ થયો હતો એ સ્થાન જોયું. લોહીને ટપકે પતો લાગવાની

ધારણા ખોટી નીકળી. લોહીનાં ટીપાં દેખાયાં નહિ. ખીણ ઓળંગીને ચિત્તો ગયો હતો એ ટેકરી ઉપર ગયા. ટેકરીનું માથું સપાટ બનતું બનતું ઢોળાવ લઇને બીજી ટેકરી સાથે મળી જતું હતું.

ભટકતાં ભટકતાં બપોર થયા. બપોર એટલે બે વાગ્યાનો વખત. આજના નાસ્તામાં દૂધે બાંધી દળદાર ભાખરી અને ગોળ હતાં. પાણીને અભાવે નાસ્તો થઈ શક્યો નહિ. પંડિતજીની "આતેં કાટતી રહી."

ઘાયલ જનાવરનો પત્તો મેળવવો મુશ્કેલ તો ખરોજ. ઘાયલ થઇને નાસે તો એ ક્યાં અટકશે તે કહી ન શકાય. ન જાણે ક્યાં છુપાયો હશે! ભટકી ભટકીને દસથી બાર માઈલનું વર્તુળ પૂરું કર્યું. લગભગ ચાર વાગે વિશ્રાંતિ લેવા બેઠા. તાજા થઇને વળી ચાલતા થયા.

શિકારનો છંદ એ અજબ નશો છે. હિંસક પ્રાણી સામે જવામાં મોત માથે બાંધી લેવું પડે છે. શિકારી મોતથી એટલોજ ડરતો હોય છે, જેટલા બીજા બધા; છતાં શિકારના નશામાં એ ભૂલી જાય છે. મોતને ભૂલનારો મરણિયો બને છે. એજ સ્થિતિમાં એ શિકાર ખેલી શકે. સૂર્યોદયથી તે સૂર્યાસ્ત સુધી ભૂખ્યો ને તરસ્યો શિકારી વગડામાં ભટકતો હશે. પંદર પંદર દિવસ સુધી એનોથાક નહિ થાય ઊતરતો હોય, છતાં શિકારીનો એનેઅણગમો નહિ થાય. એજ શિકારનો નશો. શિકારશિકારે ચડે છે ત્યારે જગતને ભૂલી જાય છે.

સૂર્ય દૂરદૂર જતો ગયો. અમારું જગત વધારે નજીક આ-

વતું ગયું. "હવે કાલે," ભણીને ગામ તરફ પગલાં ભર્યાં. અંધારાના કાળા પછેડામાં જગત લપેટાયું અને અમે ગામમાં ઘૂસ્યા.

પહાડી લોકો આતિથ્ય-પ્રેમી હોય છે. અમે આવીશું કે નહિ તેનો નિશ્ચય નહિ હોવા છતાં, ભલા મુખીએ દૂધ દોહીને રાખી મૂક્યું હતું. અહીં દૂધ મોઘું ગણાતું નથી. પશુઓને ચારો બારે માસ પેટભર મળે છે. વેચાતો લાવવાની કે વધારે એકઠો કરી રાખવાની જરૂર નથી.

રાંધ્યું, ખાધું, ઊંઘ્યા અને સવાર થયું. વહેલા પરવારીને વગડાનો માર્ગ પકડ્યો.

"એક કામ કરીએ. ત્રણેય જણ ભિન્ન ભિન્ન દિશામાં જઇને મધ્ય સ્થાને એકઠા થઇએ. ત્યાંથી આગળ જઇએ." મોતીરામે કહ્યું.

"સબસે અચ્છી." હું બોલ્યો.

"ત્યારે નક્કી કરીએ." મોતીરામે કહ્યું

"અને જનાવર મળે તો શું કરવું ?" હું બોલ્યો.

"અક્કલ હોશિયારીથી, વંશવારસોને કબૂલ રહે તેમ, કોઈ પણ જાતના નશા વગર, માથે પ્રભુ રાખીને કામ કરવું." દસ્તાવેજી ભાષામાં પંડિતજીએ જવાબ દીધો.

"સામેની ઊંચી ટેકરી ઉપર એકઠા થવાનું." મોતીરામે કહ્યું.

"મંજૂર." પંડિતજીએ કહ્યું.

પંડિતજી અને મોતીરામે પૂર્વ અને પશ્ચિમમાં થઈને ઉત્તરમાં વળી આવવાનું રાખ્યું; મારે વચ્ચે થઇને સીધા ટેકરી

પર પહોંચવાનું હતું.

ચાલ્યા. બંદૂકોને અવાજે જનાવરની સૂચના સમજવાનું ઠરાવ્યું હતું. પંડિતજી અને મોતીરામ ટેકરીઓની આડે દેખાતા બંધ થયા. તમંચાનું ઘરું ડોકમાં લટકાવીને હું મનમાં ઘોડા ઘડતો સીધો ચાલવા માંડ્યો. સૌથી પ્રથમ ટેકરીએ પહોંચી જવાનીજ મને તાલાવેલી હતી.

બે કલાક વિતાવીને હું ટેકરી ઉપર પહોંચી ગયો. ચિત્તાનો ભેટો થયો હતો, એ સ્થાન એકજ ફર્લાંગ દૂર હતું. શાંતિથી એક ઊંચા પથ્થર પર બેસી ગયો. વધારે વખત સૂર્યનો તાપ સહી શક્યો નહિ. પથ્થરની આડ લીધી. ધૂમ્મળવરણાં હિમરાજનાં શિખરો ધ્યાનસ્થ થઇને સૂર્યવ્રત ઊજવતાં હતાં. સ્તબ્ધ ચિત્તે એ દશ્ય નિહાળતો હું બેસી રહ્યો.

એક કલાક વીતી ગયો. પંડિતજી કે મોતીરામ આવ્યા નહિ. લાંબી નજરે બધે જોઈ વળ્યો. દૂરદૂર સુધી કોઈ દેખાયું નહિ. મને તરસ લાગી. ખીણમાં ઊતરી ઝરણાંને કાંઠે ગયો. પાણી પી ને ત્યાંજ બેઠો.

લગભગ અરધા કલાક પછી "કોઇ કિસીકા નહિ યાર ખુદગર્જ ઝમાના હૈ" નો ધ્વનિ સંભળાયો. પંડિતજી વિના વૈરાગ્યનાં ગાન બીજું કોણ ગાય? હું તરતજ દોડતો ટેકરી ચડી ગયો.

"ક્યોં જી, ક્યા માજરા હૈ?" મને જોતાંવેંતજ પંડિતજી બોલ્યા.

"માજરા ક્યા, ઇતની દેર કૈસે?" મેં પૂછ્યું.

"બાહ, તુમ તો અભી ચલે આતે હો!"

"બાબા રે, મૈં તો બૈઠે બૈઠે ઉબ ગયા થા."

"મોતી નહિ આયા?"

"નહિ."

"અચ્છા બૈઠો, બાત સુનાઓ."

"ક્યા, હય કુછ પતા?"

"પતા હૈ, મગર લાપતા. યહાં સે કરીબ દો મિલ દૂર મૈંને ચીડિયોંકા શોર સુના હૈ. અપને રામકી હિંમત એન મોકે પર કભી કભી ધોખા દેતી હૈ. કોશિશ તો જુરૂર થી, કિ ભાગ ખડી હુઇ હિંમત કો પકડ લૂં, લેકિન પિછા કરને કી ભી ઇચ્છા તબ હી હો સકતી હૈ, જબ હિંમત મોજૂદ હો." કહીને પંડિતજીએ પગ લાંબા કર્યા.

એવામાં મોતીરામ પણ પરસેવાનાં બુંદ લુછતો આવી પહોંચ્યો.

"દોડતા આવ્યા લાગો છો." મોતીરામ બોલ્યો.

"રસ્તામાં તું ક્યાંક સૂઇ રહ્યો હોઇશ." પંડિતજીએ વળતો જવાબ આપ્યો.

"શા સમાચાર?"

"તમે કહો તે."

પંડિતજીની શોધ મેં કહી સંભળાવી.

"તો પછી બેસી રહેવું ઠીક નહિ. ચાલો ઊઠો, મોતીરામે કહ્યું.

"જરા આરામ તો લો!" પંડિતજી બોલ્યા.

"ના, ચાલો."

પંડિતજી આરામ લઇ ચૂક્યા હતા. મોતીરામને આગ્રહ કરવાનું વિશેષ કારણ નહોતું. પંડિતજીની રાહબરી નીચે અમે ચાલ્યા.

ઝાડી વધારે સઘન આવવા માંડી. અનુસંધાનના ઉત્સાહમાં વન–સૌંદર્ય જોવાની ફુરસદ નહોતી. અમારા પગરવથી આગળ કૂકડાનું એક ટોળું ભુરરર કરતું ઊડી ગયું.

એક માઈલનું અંતર કાપી અમે ઉત્તરની ઝાડીમાં ઘૂસ્યા.

"મને નથી લાગતું કે આપણે એને શોધી શકીએ." પંડિતજી બોલ્યા.

"સાંજ પડ્યા પહેલાં તો આપણે કંઇજ નિર્ણય ન કરી શકીએ." મેં કહ્યું.

"હવે તો પગ સત્યાગ્રહ કરે એવું લાગે છે." પંડિતજી બોલ્યા.

"તમને ખબર છે, કે સત્યાગ્રહ હોય ત્યાં અત્યાચાર પણ હોયજ?" મેં કહ્યું.

"હા ભાઇ, અત્યાચારનું ફળ સ્વરાજ હોઇ શકે ખરું." પંડિતજી બોલ્યા.

ધીમી ગતિએ અમે આગળ વધતા હતા. હું અને પંડિતજી ગપ્પાં મારતા પાછળ જતા હતા.

મોતીરામ ઊભો રહી ગયો.

"કેમ, શું છે?" મેં પૂછ્યું.

"સાંભળો, આ અવાજ શાનો છે?" મોતીરામે કહ્યું.

ઊભા રહીને અમે સાંભળવા લાગ્યા. ધીમો ધીમો ઘુર-

ઘુરાટ બેત્રણ વખત સાંભળ્યો. કળી શકાયું નહિ કે શાનો અવાજ હશે! ચુપ થઇને ઊભા રહ્યા. ફરી કંઇ સંભળાયું નહિ.

"ચાલો શોધી કાઢીએ." પંડિતજી ઉચ્ચસ્વરે બોલ્યા.

તરતજ જરા વધારે સ્પષ્ટ ઘુરઘુરાટ સંભળાયો. થોડેજ અંતરે જાનવર ઘૂરકતું હોય એમ લાગ્યું.

"કંઈક છે." પંડિતજી ધીમેથી બોલ્યા.

"ચાલો." કહીને મોતીરામ બાજુ પર ખસ્યો.

અમે હાથમાં હથિયાર તૈયાર કરીને ધીમેથી ચાલ્યા. ઝાડી વિશેષ સઘન હતી. પચીસેક કદમ દૂર ગયા કે બેપાંચ હાથને છેટે ફૂંફાડા સમો ઘુરઘુરાટ થયો. અમે ઊભા રહી ગયા. દોડતી નજરમાં કંઇ દેખાયું નહિ. ત્રાંસવટમાં કંઇક સળવળતું હું જોઈ ગયો. નીચો નમીને જોવા લાગ્યો.

"પેલું શું છે? જુઓ!" મેં ધીમેથી કહ્યું.

પંડિતજી અને મોતીરામ પણ નીચા વળ્યા.

"એજ." પંડિતજી બોલ્યા.

ધીમે પગલે અમે તરતજ એક ઝાડની ઓથ લીધી. ઝાડના છેદમાંથી ભૂરા શરીરની ઝાંખી થતી હતી. જાનવરનું શરીર હાલતું ત્યારેજ કળી શકાતું.

મોતીરામ ધીમે ધીમે જાનવરને સ્પષ્ટ જોવા ખસવા માંડ્યો. અમે પાછળ પગલાં દાબતા ગયા. દસેક ગજ ગોળાકાર ચાલ્યા, કે જાનવરની પીઠ દેખાઈ. હવે કંઈજ શંકા રહી નહિ. એનું પૂછડું સર્પગતિએ આમતેમ હાલતું જોયું.

"ખાલી ગોળીબાર કરો." મોતીરામે કહ્યું.

"એ તો ચિત્તો છે. ઉપર ધસી પડ્યો તો રામરામ." પંડિતજી બોલ્યા.

"ત્રણ ત્રણ ગોળી છે તે એને રોકશે નહિ?" મોતીરામે કહ્યું.

અમારી ધીમી વાત પણ જનાવરે સાંભળી લીધી હશે. તે ઝબકીને ઊભો થઇ ગયો. ઘૂરકતો પીઠ ફેરવીને ખડો રહ્યો. મોં અમારી સામે આવી ગયું.

અમે કંઇ પણ વિચારીએ તે પહેલાંજ એ મોં ફાડીને ધસ્યો. પણ તેનો પાછલો પગ ઘરબાઈ ગયો. બેજ ડગલાં આગળ આવીને એક તરફ નમી ગયો. અમે તો જાણ્યું કે ઉપરજ આવશે. વિચાર કરીને કામ કરવાનો વખત નહોતો. વિચાર કરવા કોઇ રોકાય પણ નહિ. મેં ગોળી છોડી દીધી. નિશાન માથાનુંજ લીધું હતું. નળી જરા નીચી નમી ગઇ અને ગોળી ચિત્તાના પગ પાસે જમીનમાં ઊતરી ગઇ.

ચિત્તો ભયંકર ગુસ્સો કરીને તાડૂક્યો. કૂદકો મારીને અમારી ઉપર ધસી પડવા તૈયાર થયો હોય એમ લાગ્યું. એણે મહેનત કરી, પણ કૂદી શક્યો નહિ. આજ વખતે પંડિતજીએ ગોળી મારી. પગ ઉપર ગળાનો સાંધો તેણે વીંધી નાખ્યો.

ચિત્તાએ ત્રાડ નાખી. આગલા પગનો એક પંજો વીંઝીને આંધળિયાં કરી કૂદ્યો. બેજ હાથને છેટે એક ઝાડના થડે એની ગતિ રોકી લીધી. અથડાઇ પડતાં તે સાવધ થાય તે પહેલાંજ મેં ગોળી છોડી. ક્યાં વાગી તે જોઇ શકાયું નહિ, પણ નિશાન ખાલી નહોતું ગયું.

પંડિતજી ધીમેથી એક ઝાડની આડમાં સરકી ગયા. મોતીરામ બંદૂક લાંબી કરીને ઊભો હતો. ઝાડ સાથે અથડાયા પછી ચિત્તાને મારી ગોળીની કળ વળે એની રાહ તેણે ન જોઇ. ગોળી મારી. બરાબર કાનની સાંધમાં ઊતરી ગઈ. ઘણીજ ધીરજથી તેણે નિશાન તાક્યું હતું. લથડી પડતા ચિત્તાને એ ઘાએ વધારે ગતિ આપી. જમીન પર ઢળી પડતાં વાર ન લાગી. તેનું પેટ મારા તમંચાને ઠીક ગમી ગયું. પણ પેટનું લક્ષ ચુકાઇ ગયું. પાંસળી તોડતી ગોળી ઘૂસી ગઇ.

મુકાબલા વખતે શિકારીને જરા સરખો પણ ભયનો વિચાર સ્પર્શી જાય તો નિશાન કદી ઠીક બેસતુંજ નથી. એણે કોઇ પણ પ્રકારનો વિચાર કરવા રોકાવુંજ ન જોઇએ. એ વખતે એનો જુસ્સો કહે તેમજ કરવું જોઇએ. જે લક્ષ્ય પર એનું હથિયાર લંબાય એજ લક્ષ્યને એણે સાધન બનાવવું જોઇએ. શંકાશીલ બનીને વિચારવા રોકાયો, કે એ લક્ષ્ય ઠીક છે કે નહિ, તો એનો હાથ કંપી જાય.

ચિત્તો ઢળી પડ્યો. પડખું ફેરવવા પ્રયત્ન કર્યો, પણ લાચાર! પાંચેક મિનિટ ડોકને આંચકા લાગ્યા, જીભ બહાર નીકળી ગઈ. ("કુમાર" માસિકના એક અંકમાંથી")



# ૪૧—સામે મોંએ શિકાર

(લેખકઃ–શ્રી. જીવરામ જોષી)

ગયા તીર્થથી પાંચેક ગાઉ પૂર્વદિશામાં ટિકારી રાજની હદ છે. ત્યાં ઘણી નાનીમોટી પહાડી ટેકરીઓ છે. જગા પુરાતન છે. બુદ્ધ ભગવાનના કાળનાં દટાયેલાં મંદિરો ને મૂર્તિઓ હજી મળી આવે છે.

સત્યાનંદ બ્રહ્મચારી ત્યાં ગયેલા. આર્યસમાજના પ્રચાર માટે કોઇએ બોલાવેલા. પાછા આવ્યા અને ખબર લાવ્યા, કે વાઘનો શિકાર ખેલવો હોય તો ટિકારીમાં મોકો છે. ટિકારીમાં એક અંગ્રેજ અમલદાર હતા. ક્યાંય વાઘની ભાળ લાગે કે એ દોડી આવે. આ વખતે રાજકાજને લીધે વાઘનો શિકાર ખેલવાની એમને નવરાશ નહોતી.

મેં તો ચોપડાં મૂક્યાં ઊંચાં અને તૈયાર થઇ ગયો. પણ બ્રાહ્મણભાઇ પાસે હથિયાર શાનાં હોય? અને સત્યાનંદ ભગવાંધારી બાવા, એ તો હથિયારને અડકેય નહિ. શિકાર ખેલતી વખતે જંગલમાંજ બંદૂક લે. જંગલના નાકા સુધી બીજા પાસે ઉપડાવે. ભગવાનની એટલી આમન્યા પાળતો!

શિકાર ખેલવાનો હોય ત્યારે અમારે હથિયારવાળો દોસ્ત શોધવો પડે. એવા ઘણા જમીનદાર રજપૂતો સાથે ભાઇબંધી બાંધી રાખેલી. જોધપુર પાસે એક ગામમાં એવા રજપૂત મિત્ર હતા. એમનો વારો બાકી હતો. નૈનિતાલ ઉપર હવા ખાવા આવેલા ત્યાંથી ભાઈબંધી થઇ હતી. શિકારના શોખીન હતા.

હું તેમની પાસે ગયો. વાઘનો શિકાર કરવાના ખબર આપ્યા. એ તો તરતજ તૈયાર થઇ ગયા. આંખો દુખતી હતી તે સારી થઇ ગઇ છે એમ કહેવરાવવા આંખે બાંધેલા પાટા પણ તરતજ છોડી નાખ્યા.

બે બંદૂક અને એક રિવોલ્વર લઇ લીધાં. નોકર વિના જમીનદાર બાબુ કેમ રહી શકે! આવ્યા બનારસ અને ત્યાં જોઇતી તૈયારી કરીને ગયામાં પહોંચી ગયા.

સવારમાં આઠ વાગે મોટરમાં નસીરપુર ગયા, ત્યાંથી એક માઇલ દૂર ગામડામાં સત્યાનંદના એક સગાને ત્યાં રહેવાનું હતું. સત્યાનંદ જાતે ક્ષત્રિય હતો. સુખી કુટુંબનો નબીરો છતાં સેવાબુદ્ધિથી સંન્યાસી થયો હતો.

ત્રણેક માઇલ દૂર ડુંગર હતો. નક્કોર વાંસની ઝાડીવાળો. એનું નામ ભૂલી ગયો છું. ત્યાં વાઘની અવરજવર હતી. ડુંગર નાનો છતાં વિકટ હતો. વાઘનું રહેઠાણ ત્યાં નહોતું, પણ ક્યારેક આવી ચડતો. આ પ્રદેશમાં ચારેકોર સુંદર ટેકરીઓ પથરાયેલી છે. એમાં એકજ ઠેકાણે વસવાથી વાઘને ખોરાક મળવો મુશ્કેલ. એટલે એકથી બીજી ટેકરી ઘૂમતો ફરે.

અમે જેમના મહેમાન થયા હતા, તેમનું નામ નાહરસિંહ હતું. એમણે સલાહ આપી કે, ડુંગરના પેટાળમાં બકરો બાંધીએ. વાઘ હશે તો જરૂર આવશે. મને અને સત્યાનંદને આ વાત પસંદ નહોતી. અમે વિરોધ પણ કરી દીધો. છુપાઇને, લપાઇને કે છેતરીને શિકાર પાડવો એ કાયરનું કામ, વીરતા અને મઝા તો શિકારની સામે જવામાં છે.

પણ અમારા સાથી બાબુ સાહેબે બકરો બાંધવામાં હાથ ઊંચો કર્યો. બકરો લઈ ને બે ભૂંઇયા લોકોને મોકલી દીધા. ભૂંઇયા એ બિહારની એક શ્રમજીવી જાત છે. શૂદ્રમાં ગણાય છે.

બકરો બાંધીને જોતા રહેવાનું હતું. વાઘ આવે, ખાજ ખાઇ જાય, ધરાઇને ઘેનમાં આવી જાય, ક્યાંક પડ્યો પડ્યો આરામ કરે, પછી શિકારી સાહેબો ક્યાંક માંચડા બાંધીને બેસે. ગામડિયા મજૂરો હોકારો કરીને વાઘને નસાડે. નસાડીને માંચડા પાસે લાવે. શિકારી માંચડા ઉપરથી ગોળી છોડીને શિકાર ખેલે. શોખીન લોકોનો આવો શિકાર!

બકરો બંધાયો. ભૂંઇયા લપાઇને બેસી રહ્યા. અરધી રાત પછી વાઘ આવ્યો. બકરાને ઉઠાવીજ ગયો.

દિવસ ઊગતાંજ ખબર મળ્યા અને અમે ઊપડ્યા. માંચડો બાંધીને નહિ પણ લપાઈને વાઘને મારવાનો ઠરાવ કર્યો હતો. અમે લપાઇને બેસીએ અને ભૂંઇયા વાઘને નસાડી લાવે, એવી રચના કરી. મેં અને સત્યાનંદે છૂપી મસલત કરી લીધી કે, વાઘ ભાગ્યાના ખબર મળે એટલે બન્નેએ છટકી જવું અને વાઘને ભેટવું.

જગ્યા નક્કી થઈ ગઇ. એક નીચા કોતરની ભેખડો ઉપર બેસી ગયા. આગળ કોતર અને પાછળ ઢાળની જગ્યા હતી. ભૂંઇયાઓએ ત્રણે બાજુ જઈ હેકારો મચાવ્યો. થાળીઓ પીટી. અમે વાંસની ઝાડીમાં ત્રણ દિશા ઘેરીને સંતાઇને બેઠા. વાઘ હૂમલો કરે તોપણ વાંસની ઝાડીમાં તેનો કાર લાગે એવું નહોતું. અમારી બંદૂકની નળીઓ કામ કરી શકે માટે આડા

આવતા વાંસ કાપી નાખ્યા હતા.

હું અને સત્યાનંદ ઈશાન ખૂણામાં હતા. મારી પાસે રાઇફલ અને સત્યાનંદ પાસે તમંચો હતો.

વાઘ બિચારો આહારના ઘેનમાં ઘોરતો હશે. પોતાના શોખ ખાતર બીજાનો જીવ લેવા ભટકતા માણસ નામના પ્રાણીનો એને ખ્યાલ પણ નહિ હોય.

અવાજ દૂર હતો. વાઘનું ઘેન ઊડ્યું નહિ હોય. વાઘ કે સિંહ ઘણા ઉપવાસો પછી ખોરાક પામે છે. કોઇનો કાળ કોપે ત્યારેજ એનું ભાણું ભરાય. ભૂખ્યાનેજ અન્નના સ્વાદનું અમી સમજાય છે. વાઘ એ માટે ભાગ્યશાળી પ્રાણી ગણાય. પ્રથમ તો શિકાર મળતાંજ આનંદમગ્ન બની જાય. શિકાર માર્યા પછી એક પહોર ઠંડો થવા દે. પછી બેત્રણ કે તેથીએ વધારે પહોર શિકાર ખાતાં થાય. પેટ ભરાય એટલે શાંતિથી નિરાપદ સ્થાનમાં ચાલ્યો જાય. ઘોર ઝાડી કે પહાડી કોતરની બખોલ વધારે પસંદ કરે. ત્યાં નિરાંતે પડ્યો પડ્યો ઊંઘે. અરધે પેટે હોય તોજ જાગ્રત રહે છે નહિ તો નસકોરાં બોલાવે. પેટ ખાલી થાય અને આંતરડાંમાં હવા ભરાય એટલેજ ઊઠે, કે હવે શિકાર વિના નહિ ચાલે. આમ બે દિવસોએ જાય ને ત્રણે વીતે. એ તો પેટમાં પડેલા બોજા ઉપર આધાર.

અમારા વાઘની દશા અમે જાણતા નહોતા. અમે આપેલો બકરો પૂરતો થાય એવડો તો નહોતોજ. બેત્રણ કલાક વીતી ગયા. ભૂંઇયા દેકારો મચાવીને થાક્યા. ધીમે ધીમે ડુંગરાના પેટાળમાં થઇને શિકારગાહ તરફ આવવા લાગ્યા.

હું અને સત્યાનંદ બહાર નીકળી આવ્યા.

"કેમ ?" બાબુ સાહેબે કહ્યું.

"કેમ શું ! વાઘબાઘ નથી.' મેં કહ્યું.

"વાહ, કેમ જાણ્યું ?"

"હોય તો અત્યાર સુધી પડી ન રહે."

નાહરસિંહે પણ બહાર નીકળી પડી ટેકો આપ્યો.

વાઘ શંકાનું પૂતળું છે. હાલતું પાંદડું એની શંકામાં આવી જાય તો કાળ સમજીને નાસે. હોશિયાર પણ ઓછો નહિ. માણસ એનાથી જેટલા ડરે છે, એના કરતાં એ પોતે માણસથી વધારે ડરે છે. બનતાં સુધી માણસની હડફેટે ચડવા એ ઇચ્છતો નથી.

ત્યાં તો ભૂંઇયા પણ આવી પહોંચ્યા.

"બાબુજી ! બાઘ કેથે નીખે ( વાઘ ક્યાંય નથી )" કહીને ઊભા રહ્યા.

બે વાગી ગયા. સાંજ સુધીમાં ખબર મેળવી લાવવા નાહરસિંહે ભૂંઇયાને કહ્યું.

"ક્યા બાબુ સાહબ ! આપકા ક્યા બિચાર હૈં ?" સત્યાનંદે કહ્યું.

"બિચાર ક્યા ? અબ તો ડેરે પર ચલેં. કલ ફિર." બાબુ સાહેબે કહ્યું.

"અચ્છા, આપ જાઇએ. હમ ચલતે હૈં, જરા સા ઘૂમ ફિર લેં."

"વાહજી ! તુમ્હારી તો ઓર હી સનક હૈ ! કલ કા

દિન ન નિકલેગા ?"

"થોડી દેરમેં વાપસ આ જાએંગે."

અમારી ડુંગરો ઘૂમવાની ઇચ્છા હતી. બાબુ સાહેબ ખુલ્લી હવા અને તાપથી કંટાળી ગયા હતા. ઝટ ઘરમાં ઘૂસીને ગાદી-તકિયે આળોટવા ચાહતા હતા. જમીનદારી આદત છૂટે શાની ? મેં અને સત્યાનંદે ઘૂમીફરીને સાંજે પાછા ફરવાની હઠ કરી. નાહરબાબુએ સાવચેતીનો ઉપદેશ આપ્યો. ભૂંઇયા સાથે બધા ગામ તરફ ચાલ્યા. અમે ડુંગરો ચડ્યા.

ત્રણચાર કલાક રખડ્યા. ડુંગરો વીંધીને બીજે છેડે નીકળ્યા, ત્યાં જગ્યા ઊંચાનીચા પથ્થરોવાળી હતી. નીચે ઊતરતાં સીધા પથ્થરની એક ભેખડ આવી. માંડમાંડ એ ઊતર્યા ત્યાં તો પથ્થરની બખોલ! જોઈએ તો હાડકાં અને માંસના લોચા પડ્યા હતા. અહીંજ વાઘે બકરાને ફાડી ખાધો હશે. આ જગ્યામાંથી બહાર નીકળી જતાં બે મિનિટ પણ લાગે એવું નહોતું. ઘોંઘાટ થતાં વારજ પલાયન થઇ ગયો હશે. અહીંથી કઇ દિશામાં જઇ શકે એ કલ્પીને અમે મેદાનમાં ઊતરી આવ્યા. સાંજ થઇ ગઈ હતી. આમતેમ જોઇને પાછા વળ્યા. જરા અંધારું થતાં ગામમાં ગયા.

આ પછી આખું અઠવાડિયું અનુસંધાન મેળવતા રહ્યા પણ વાઘનો પત્તો લાગ્યો નહિ.

નવમે દિવસે ખબર મળ્યા કે, વાઘ ડુંગરામાં આવી ગયો છે. નાહરસિંહે વળી બકરો બાંધીનેજ ખેલવાનો વિચાર આગળ ધર્યો. બિચારા ગરીબ બકરાનો નાહકનો જીવ જતો

કરવાનું અમને રુચ્યું નહિ. એમ તો સત્યાનંદ પૂરો અહિંસાવાદી! અર્થ વગર એક કીડી મરે એ પણ એ સાંખતો નહિ. હજારોની હિંસા કરનાર વાઘને મારવામાં એ પુણ્ય જોતો!

અમે વાઘની આરામગાહ જોઇ આવ્યા હતા. એજ વાઘ હશે તો ત્યાંજ રહેશે, એમ ધાર્યું.

"ચાલો, વાઘ શોધી આપવાનું મારે માથે." સત્યાનંદે કહ્યું.

"એમ કંઇ શોધવા જવાય!" નાહરબાબુએ કહ્યું.

"ચોક્કસ, તમને એજ સ્થળે મૂકી દઉં, જ્યાં વાઘ બેઠો હોય" સત્યાનંદ બોલ્યો.

ઘણી વાર સુધી ચર્ચા ચાલી અને પાનો ચડાવ્યો. અંતે બાબુ સાહેબ જોશમાં આવ્યા. સૌ ચાલી નીકળ્યા.

બધાને વાઘની બોડને નાકેજ અમે દોરી ગયા. બેચાર ભૂંઇયાને પેલી બાજુ મોકલ્યા. એ લોકો ત્યાંથી થાળી પીટે અને ઘોંઘાટ કરે એટલે વાઘ આ બાજુ નીકળી આવે.

અમે બહાર મેદાનમાં ડુંગરને અડીનેજ તૈયાર થઇ બેઠા. એવી ચડસાચડસી થઈ ગઇ કે, વાઘ મારવો તો સામે રહીનેજ મારવો એવી હઠ બંધાઇ ગઇ. ગમે તેમ તોએ ક્ષત્રિયનાં લોહી. બધું ગયું પણ પિતૃઓનો વંશાનુગત વીર્યપ્રભાવ સો પેઢીએ પણ ન જાય!

મેદાનમાં પડેલા પથ્થરની આડમાં વ્યૂહ ગોઠવ્યો. એકબીજાની ગોળી અથડાવા ન પામે એની કાળજી રાખીને સ્થાન નક્કી કર્યાં. એકથી વધારે શિકારી હોય ત્યારે એ વાત ભુલાવી

ન જોઇએ.

ભૂંડિયાએ પેલી તરફ ઘોંઘાટ મચાવ્યો. મારા હૃદયે તો એક થડકો ખાધો. મારામાં ભયને કેટલા અંશમાં સ્થાન હતું એ હું માપી બેઠો હતો. એટલે બીજા દોસ્તોના હૃદયની ગતિ મેં કલ્પી લીધી.

વાઘ આમથી ડોકું કાઢશે કે પેલી બાજુથી તે શોધવા નજર ફેરવવા માંડી.

ઘોંઘાટ મચ્યાને દસ મિનિટ થઇ. ઘુરઘુરાટનો શોર સાંભળ્યો. નક્કી વાઘ આવ્યો જાણ્યો. હજી કંઇ વિચારીએ તે પહેલાંજ બાબુ સાહેબે બરાડો પાડ્યોઃ 'સામે વાઘ........' એમનો અવાજ ફાટી ગયો.

અવાજ થતાંજ વાઘ એક પથ્થર પરથી મેદાનમાં કૂદ્યો. બાબુ સાહેબની નબળી આંખો પણ ડુંગરના રંગમાં ભળી જતા વાઘને જોઈ ગઇ, એ તારીફની વાત!

વાઘ મેદાનમાં કૂદી આવતાંની સાથેજ કોઇએ ઘેરી લીધો હોય અને ક્યાંથી નાસું એવો લાગ શોધતો હોય તેવી રીતે ખડો થઈ ગયો.

સત્યાનંદે ગજબ કર્યો. ડબ દઇને પત્થર આડેથી બહાર નીકળી આવ્યો. એજ વખતે ત્રાંસમાં બેઠેલા નાહરબાબુએ ગોળી છોડી દીધી. વાઘને વાગી કે કેમ, તે ખુદા જાણે! પણ વાઘ સત્યાનંદ ઉપર કૂદ્યો.

સત્યાનંદના હાથમાં રિવૉલ્વર હતી. છ ગોળી ભરાતી એટલી ખેરિયત હતી.

વાઘ કૂદ્યો પછી નિશાન વ્યર્થ. મારું તો માથું સન્નાટો ખાઇ ગયું. મૂર્ખો સત્યાનંદને આ શું સૂઝ્યું ? નિઃશંક હમણાંજ વાઘ દબાવી દેશે ! આમ ઊડઝૂડ કૂદી પડવાનું સાહસ અતિશય બૂરું છે.

હું બંદૂક લેતોકને ઊભો થઇ ગયો. સત્યાનંદ તો રિવૉલ્વર લઇનેજ ઊભેલો. 'માર ! માર !' મેં બરાડો પાડ્યો.

વાઘ લપકતોને સત્યાનંદ પર ધસ્યો. જાણે હમણાંજ દબાવ્યો. પણ સત્યાનંદે કમાલ કરી. વાઘનું મોં એકજ હાથ દૂર રહ્યું કે ચડપ દઇને બગલમાં ખસી ગયો અને ગોળી છોડી. વાઘની ગરદનમાં ગોળી વાગી, ભયંકર ઘુરઘુરાટ સાથે એણે લોંચી ખાઈને પીઠ ફેરવી. સત્યાનંદે બીજો બાર કર્યો.

ત્યાં તો હું પહોંચી ગયો. એ બીજી ગોળી ખાલી ગઇ કે કેમ, પણ વાઘ પાછે પગે હઠતો ને સત્યાનંદ પર ઝપટ્યો. તેની પીઠ મારી તરફ થઇ. હું આગળ ધસ્યો. સત્યાનંદ આગળ હતો અને હું પાછળ. સત્યાનંદે ગોળી છોડી. જે વાત પહેલેથી વિચારી હતી એજ બની. મારા માથા ઉપર થઇને ગોળી ચાલી ગઇ અને હુમલો કરવા દોડ્યો હોવાથી હું ઢળેલો હતો. ટટ્ટાર હોત તો મોત નક્કી હતું. ઝટ ચેતીને મેં બગલ લીધી. વાઘ સત્યાનંદ ઉપર ધસ્યે જતો હતો.

"માથામાં કે આંખમાં......" મેં બરાડો પાડ્યો.

સત્યાનંદે ચોથી ગોળી છોડી. સામે મોં ફાડી આવતા વાઘના મોંમાં ગોળી ઘૂસી ગઈ. વાઘ ગભરાઇ ગયો.

હું નજીક જઇ પહોંચ્યો. બગલમાંથી નળી એક હાથ

છેટે રાખીને મેં ગોળી છોડી. પાછલા ઉપલા થાપા પર ચોંટી ગઇ.

એજ વખતે ઝોક ખાતા વાઘનું માથું બાજુ પર થયું અને કાન સત્યાનંદની રિવોલ્વર સામે આવ્યો. એની પાંચમી ગોળી છૂટી અને કાનનો પડદો ચીરતી ખોપરીમાં પેસી ગઇ.

વાઘની ગતિ ત્યાં અટકી પડી. સત્યાનંદ દોડીને મારી પાસે આવી ગયો. હવે એની રિવોલ્વરમાં એકજ ગોળી હતી. મેં બંદૂક ખાલી થતાંજ કારતૂસ ભરી દીધી. સત્યાનંદે છેલ્લી ગોળી ખાલી કરી નાખી. બરાબર પાંસળામાં વાગી. તેનાજ ઉપર મેં ગોળી છોડી. એ ઠેઠ પાસે બેઠી. વાઘ ઢળી પડ્યો.

આ મેં લખ્યું એવું સહેલું પ્રકરણ ન હતું. એ ઘટના આજે સ્મરણપટ પર ઉતારું છું તો દિલ કહે છે, એવું હવે ન થઈ શકે.

સત્યાનંદના સ્વભાવમાંજ આવું વિકટ સાહસ ભર્યું હતું. ઘણા પ્રસંગોમાં તેના આ સ્વભાવે સંકટ ઊભાં કર્યાં હતાં.

મોં ફાડીને મૃત્યુની ભયંકરતા બતાવતો વાઘ આડે પડખે પડ્યો હતો. બહુ જબરો નહોતો, ચારેક હાથ લાંબો હશે. બધા દૂર રહીને જોવા લાગ્યા.

"હવે પકડી ખાય એવો ડર નથી." મેં કહ્યું.

"પણ હજી જીવતો છે, છાતી ફૂલે છે." બાબુ સાહેબે કહ્યું.

સાચેજ! વાઘ! તારું જીવન ધન્ય છે! તારા મુડદાથી પણ બીજાઓ ડરે છે.

('કુમાર' માસિકના એક અંકમાંથી)

# ૪૨—ગજરાજની વાતો

(લેખકઃ—શ્રી. રમણુલાલ નાનાલાલ શાહ)

હાથીને ગજ પણ કહે છે એ તમે જાણો છો. સર્વ ગરમ લોહીવાળાં પ્રાણીઓમાં, ધરતી ઉપર ચાલનાર પ્રાણીઓમાં હાથી સૌથી મોટું પ્રાણી છે.

આ પ્રાણી જેવું બળવાન અને મોટું છે, એવુંજ શાંત, નમ્ર, કહ્યાગરું અને માણસજાતનું મિત્ર છે. બળમાં, દેખાવમાં અને કદમાં માણસ હાથી કરતાં અનેક રીતે ઊતરતો છતાં, આ પ્રાણી માણસની સેવામાં આખી જિંદગી ગાળે છે. રાજામહારાજાઓની મહેલાતોમાં એ શોભા માટે વપરાય છે એ વાત ખરી, પણ એ સિવાય એ બહુ ઉપયોગી કામો કરે છે. એ કયાં કયાં કામો કરે છે એ તમને હવે પછી કોઇક વાર જણાવીશું. આજ તો હાથીની ખાસિયતો અને એના સ્વભાવની તમને પિછાણ કરાવે એવી થોડી સુંદર રમૂજી વાતો કહેવા ધારી છે.

(૨)

બ્રહ્મદેશના પાટનગર રંગૂનમાં ઇમારતી લાકડાંની મોટી મોટી જંગી વખારો છે. એમાં સરકારી ત્રણ મોટી વખારો (પીઠાં) છે. એ લક્કડપીઠામાં મોટાં મોટાં સાગનાં લાકડાં ઊંચાંનીચાં ગોઠવવાનું કામ હાથીઓ કરે છે.

આ લક્કડપીઠામાં સેમ્સન નામનો એક મોટો બળવાન હાથી હતો. એ હાથી સરકારી વાડામાં બહુ ઉપયોગી કામ-

ગીરી બજાવતો હતો. એક વાર એવું બન્યું કે, એના મગજમાં કાંઈક વિચિત્ર વિચાર આવ્યો. એને જંગલોમાં એકલા એકલા નાસી જઈ એકાંત જંગલની જિંદગી ગાળવાનો શોખ થયો.

બસ, આવોજ કાંઇક વિચાર આવ્યો, એટલે એનું વર્તન ભયંકર થઇ પડ્યું. સદાએ સૌની સેવાચાકરી કરી છૂટનાર શક્તિના પહાડસમું આ પ્રાણી વીફર્યું અને વાડામાં રાખેલા બીજા બધા હાથીઓને ડારવા લાગ્યું.

સૅમ્સનને બહારના દંતૂશળ ન હતા, પણ એ એટલો બધો બળવાન હતો કે એ સરકારી વાડાના સૌ હાથીઓનો મોવડી ગણાતો. બધા હાથીઓ પણ એને આગેવાન તરીકે સ્વીકારતા. આજ એને વીફરેલો જોઈ બધા હાથીઓ બહુ બીધા. માણસોએ સૅમ્સનને શાંત પાડવા ખૂબ મહેનત કરી, પણ એ કોઈ પણ પ્રકારે શાંત થયો નહિ.

તે દિવસે રાતે તો એનું વર્તન બીજા હાથીઓ માટે એટલું બધું અસહ્ય થઈ પડ્યું કે, બધાજ હાથીઓ અકળાઇ ઊઠ્યા. એમને સૅમ્સનની એવી બીક લાગી કે, ભારે બળ કરી એ બધા હાથીઓએ પોતાના પગ સાથે બાંધેલી મજબૂત સાંકળો તોડી નાખી અને એકસામટા હાથીખાનામાંથી નાસી ગયા!

સૅમ્સન ક્રોધથી ગર્જનાઓ કરતો એમની પાછળ પડ્યો.

બધા હાથીઓ જેને જ્યાં ફાવ્યું ત્યાં નજીકનાં જંગલોમાં જઇને ભરાઇ ગયા.

એકેએક હાથી આવી રીતે ભરાઇ ગયો. પોતાની એકાંતમાં કોઇની પણ નડતર હવે રહી નથી એવી ખાતરી થઇ

એટલે સૅમ્સન પાછો સરકારી વાડામાં આવી પોતાની જગાએ ઊભો રહ્યો.

ત્રણ ત્રણ દિવસ લગી એણે કોઇને જરાએ મચક આપી નહિ. ઘણાં ઘણાં માણસોએ એને પટાવવાનો, શાંત પાડવાનો, એને ધમકાવવાનો અથવા ડારવાનો પ્રયત્ન કરી જોયો, પણ સૅમ્સન જરા પણ શાંત ન પડ્યો તે નજ પડ્યો.

એનું શું કરવું એ સત્તાવાળાઓની મોટી ચિંતાનો વિષય થઇ પડ્યો.

આખરે એમની મૂંઝવણની દરકાર કર્યા વગર સૅમ્સન એક દિવસ રાતે જંગલમાં નાસી ગયો. નજીકનાજ જંગલમાં એક તળાવડી હતી. આજુબાજુ ગીચ ઝાડી હતી. હાથીથી તાપ સહન ન થાય. ગીચ ઝાડી અને પાણી આગળ તાપનું જોર ન ચાલે, એટલે સૅમ્સને અક્કલ વાપરી આ જગા પસંદ કરી હતી. અને પછી તો સૅમ્સનનાં તોફાનો ખરેખરાં વધી પડ્યાં.

એણે આજુબાજુની ફળની વાડીઓ ઉપર રાતની વેળા દરોડા પાડવા માંડ્યા. આખી વાડીનાં ઝાડ એકજ રાતમાં સૅમ્સન જડમૂળથી ઉખેડી નાખતો. દરરોજ એ ભયંકર નુકસાન કરવા લાગ્યો.

એક દિવસ એવી રીતે એક વાડીમાં એ રંજાડ કરવા પેઠેલો, ત્યાં એ બાગના માલિકે એને જરા પડકાર્યો.

એથી તો સૅમ્સન વધારે ગુસ્સે થયો. એના બદલા તરીકે આખી વાડી ચૂંથી નાખવા ઉપરાંત એના માલિકનું વાંસનું ઘર હતું, તે પણ વધારામાં તોડી–ફોડી જમીનદોસ્ત કરી નાખી

ત્યાંથી ચાલતો થયો !

સૅમ્સનમાં ડહાપણ એટલું રહ્યું હતું કે, એણે કોઈ પણ માણસને કશી ઇજા કરી ન હતી !

દરમ્યાનમાં સરકારી માણસોએ, સૅમ્સને જંગલમાં હાંકી મૂકેલા હાથીઓને સમજાવી પટાવી પાછા હાથીખાનામાં આણ્યા. બીજા બધા હાથીઓ પાળેલા અને કહ્યાગરા હતા, એટલે એમને પાછા આણવામાં બહુ મુસીબત નડી નહિ.

એક માત્ર સૅમ્સન મસ્તાનો રહ્યો.

સૅમ્સન સૌથી વધુ કામ આપનાર હતો. એની કિંમત બહુ ભારે અંકાતી હતી, એટલે એને ગોળીબાર કરી મારી નાખવાનું, અથવા તો જંગલમાં એને રખડતો રહેવા દેવાનું પરવડે એમ ન હતું. એ કાંઇ કરતાં હતો એવો શાણો બની પાછો પોતાના કામે લાગી જાય એવી કોઇ તરકીબ ખોળી કાઢવાની જરૂર હતી.

પાછા ફરેલા હાથીઓ પૈકી સારા સારા દસેક હાથીઓને પસંદ કરી એમને સાનમાં સમજાવી એક દિવસ સૅમ્સનની પાસે મોકલ્યા. જંગલી હાથીને પાળેલા હાથીઓ આ રીતેજ માણસને તાબે થવાની સમજ આપવા રોકવામાં આવે છે. સૅમ્સન આ હાથીઓના પ્રતિનિધિમંડળ (ડેપ્યુટેશન)ની વિનતિને માન આપી ડાહ્યોડમરો બની પાછો ફરશે એવી આશા રાખવામાં આવતી હતી.

પણ એ તરકીબ નકામી ગઇ.

હાથીઓનું ટોળું જ્યારે સૅમ્સન પાસે ગયું, ત્યારે સૅમ્સન

સાહેબ તળાવમાં નાહીને પાણી ઉરાડતા હતા. સૌથી આગળના બળવાન હાથી ઉપર એનો મહાવત બેઠો હતો અને એને સૅમ્સનની પાસે લઇ જતો હતો. પાછળ બીજા નવેક હાથીઓ સૅમ્સનનો મિજાજ ઠેકાણે આણવા આવેલા હતા.

પણ સૅમ્સને તો આ પ્રતિનિધિમંડળને જોતાંજ ગર્જના કરી છેક આગળના હાથી ઉપર એવા જોરથી ધસારો કર્યો કે, મહાવતની ગમે એટલી સમજાવટ છતાં આગેવાન હાથી બહાદુરીથી પાછો ફરી ગયો! એ પાછો ફર્યો એટલે પાછળના બધા હાથી પણ પાછા હઠી ગયા! જાણો છો ને, જેનો આગેવાન આંધળો એનું લશ્કર કૂવામાં!

સૅમ્સનની શાંતિમાં ભંગ પડાવનાર હવે કોઇ રહ્યું નહિ.

× × × ×

પણ આ તો સૅમ્સનની નિરાંતની વાત થઇ. સૅમ્સનનાં માલિકોને આવો જાતવાન અને બળવાન હાથી જતો રહે એ શી રીતે રુચે! એને પકડવાના અથવા સમજાવીને પાછો બોલાવવાના ઉપાયો તો નિષ્ફળ નીવડ્યા હતા. એટલે એમણે આખરે એવું જાહેરનામું બહાર પાડ્યું કે, જે કોઈ સૅમ્સનને સમજાવી પાછો સરકારી હાથીખાનામાં લઇ આવશે તેને બસો રૂપિયાનું ઇનામ આપવામાં આવશે.

થોડાક દિવસની વાત પછી આ ચમત્કાર સાચેસાચ બન્યો! સૅમ્સન ડાહ્યો–ડમરો બની પાછો હાથીખાને આવી ગયો અને ગરીબ ઘેટા જેવો થઈ પોતાના કામે લાગી ગયો!

ઇનામની જાહેરાતની વાત વાંચી આ હાથી છેક બચપ-

ણમાં જે મહાવતે ઉછેરેલો હતો તેના છોકરાને ઇનામ મેળવવાનું મન થયું. એણે સૅમ્સનનું રહેવાનું ઠેકાણું ખોળી કાઢ્યું અને ત્યાં જઇ નાનપણમાં જે રીતે એને બોલાવતો હતો તે રીતે હેતથી બોલાવ્યો.

સૅમ્સને એ હેતભર્યો અવાજ સાંભળ્યો. પોતાના બાલપણાના સાથીને એણે જોયો. માનવજાત તરફનો એનો અણગમો એકદમ ઓસરી ગયો. પોતાના બાલજીવનનો ભેરુ આટલા લાંબા વખતે મળવાથી એ આનંદથી થનગની ઊઠ્યો. એ જે કહે તે કરવા તૈયાર થયો.

મહાવતના છોકરાએ હાથી ઉપર સવારી કરવાની મરજી બતાવી અને એનો કાન પકડ્યો.

હાથીએ આગળનો પગ ઊંચો કર્યો એટલે પગ પર ચડી કાન વાટે મહાવતનો છોકરો હાથીના ગંડસ્થળ ઉપર ચડી ગયો. હાથીને હાથીખાના તરફ જવા ફરમાન કર્યું.

હાથી પોતાના નાનકડા માલિકને માથે બેસાડી રમતો રમતો હાથીખાને આવી પહોંચ્યો અને ડાહ્યો ડમરો થઈ પોતાની જગાએ દાખલ થઇ ગયો.

એજ છોકરાની સમજાવટથી એ બીજા દિવસે કામ ઉપર પણ લાગી ગયો. ડઝનબંધ હાથી અને શેકબંધ માણસોની સમજાવટ જે કામ ન કરી શક્યાં, તે કેવળ બાલપણાના સાથીના થોડાક શબ્દોએ કરી બતાવ્યું.

ત્યારથી કોઇ દિવસ સૅમ્સન ફરી તોફાને ચડ્યો નહિ.

આવાં ગીચ જંગલોમાં નદીઓના વહેણમાં ઉપરવાસથી

તણાતાં આવતાં મોટાં ઇમારતી લાકડાં એકઠાં કરવાનું કામ હાથીઓ બહુ ચપળતાથી કરે છે. વળી એવાંજ જંગલોમાંથી મોટાં લાકડાંના ઢગલેઢગલા એમની પીઠ ઉપર ખડકી નદી પાર કરી પોતાના મુકામે એમના મહાવતો એમને દોરી જાય છે.

આવી નદીઓનાં પાણીનાં વહેણ બહુ જબરાં હોય છે. જો કોઈક વાર આવી નદીમાં અચાનક ઘોડાપૂર આવી ચડે, તો ગરીબ બિચારા હાથીની ભારે કમબખ્તી બેસે છે.

એક વાર ઇમારતી લાકડાં સાથે આવી રીતે નદીનો પટ ઓળંગતાં એક હાથી અને એનો મહાવત જંગી ઘોડાપૂરમાં સપડાઇ ગયા. પાણીની તાણ એટલી બધી સખત હતી અને પૂર એટલું બધું આવ્યું હતું કે આવા બળવાન પ્રાણીના પગ પણ નદીની જમીનમાં સ્થિર રહી ન શક્યા. એ તણાયો.

આવી રીતે આગળ ને આગળ તણાતાં જતાં આડા પડી જવાય અથવા કોઇક ચીજ સાથે અથડાઇ જવાય તો બધાનો નાશ થાય છે. પણ આ હાથી લાંબે જતાં આખરે બચી ગયો. એની પીઠ ઉપરનાં લાકડાં તો બધાં તણાઈ ગયાં, પણ મહાવત જોરથી એનું માથું પકડીને બેભાન બનીને એને વળગી રહેલો હતો.

હાથી મહામુશીબતે પાણીમાંથી બહાર નીકળ્યો. મહાવત તો બેભાન હતો. એને રસ્તો કોણ બતાવે, પણ એ પ્રાણી હિંમત હાર્યું નહિ. પોતાની અક્કલથીજ ગીચ જંગલમાંથી એણે ખૂબ તકલીફ વેઠી રસ્તો શોધી લીધો અને લાંબે વખતે માલિકને લઇ એને ઘેર જઇને શાંત થઇને ઊભો રહ્યો! બળ

અને કદમાં પોતાનાથી અનેકગણા ઊતરતા માણસની નિર્બળતા સમજવા છતાં આ બળવાન પ્રાણીને માણસજાત પર એટલું બધું હેત હોય છે કે, પોતાના માલિકને બચાવવા માટે એ જીવનું જોખમ ખેડવા લગી પણ ડરતો નથી.

એનાં બીજાં પરાક્રમોની કહાણીઓ હવે પછી રજૂ કરવાની છે.

---

## ૪૩-જિરાફ

( લેખકઃ-શ્રી. મોહનભાઇ પટેલ )

દુનિયામાં ઈશ્વરે ઘણાં પ્રાણીઓ, પક્ષીઓ અને નાનાં નાનાં જંતુઓ બનાવ્યાં છે. પ્રાણી, પક્ષી અને જંતુઓની પણ એક વિશાળ દુનિયા છે. એ દુનિયામાં પણ વિવિધ પ્રકારની ઊંચાઇવાળાં, નાનામોટા પગવાળાં અને અનેક જાતની અજાયબીઓવાળાં પ્રાણીઓ હોય છે. કેટલીક વખત તો આપણી કલ્પનામાં પણ ન આવે અને આપણી વિચારશક્તિને થોડી વાર અટકાવી દે, એવી આકૃતિ ને અંગોવાળાં પ્રાણીઓ હોય છે.

ઝીણામાં ઝીણી કીડીથી માંડીને મોટામાં મોટા હાથી જેવાં પ્રાણી અને એનાથી પણ અધિકાધિક નાનાં અનેક જંતુઓ અને પ્રાણીઓ આ વિશાળ દુનિયામાં જીવે છે. એ જંતુ, પ્રાણી અને પક્ષીજગતનો આજે આપણને કોઇને પરિચય કે અભ્યાસ હોતો નથી.

આપણને ખબર પણ નહિ હોય કે, હાથી કરતાં પણ

વિશેષ મોટું અને વિકરાળ પ્રાણી છે. હાથી જેમ બધાં પ્રાણીઓમાં બધા કરતાં વધારે મોટું અને બળવાન હોવાનું અભિમાન ધરાવે છે તેમ એ હાથી કરતાં પણ વધારે ઊંચું ને મોટું હોવાનું અભિમાન જિરાફ નામનું પ્રાણી ધરાવે છે. જિરાફ દુનિયામાં બધાં પ્રાણીઓ કરતાં સૌથી ઊંચામાં ઊંચું હોવાનું અભિમાન રાખે છે.

આપણે જેને ઊંચામાં ઊંચો હાથી લેખીએ એ ઊચામાં ઊંચો હાથી પણ આ જિરાફના મોઢા સામે એનાથી અડધોજ ઊંચો લાગે, એવું ઊંચું આ જિરાફ પ્રાણી છે. આ જિરાફની ઊંચાઇ પૂરી ૧૮ ફૂટ હોય છે. ૭ ૭ ફૂટના ત્રણ માણસો એક પર એક ઊભા રહે તોએ જિરાફના માથા સુધી તો પહોંચાયજ નહિ! બહુબહુ કરે તો એ રીતે જિરાફની આંખો સુધી પહોંચી શકાય.

ઈશ્વરે પોતાની પ્રકૃતિની અપૂર્વ કળાથી ઊંટ, હરણ અને બળદ, એ ત્રણ પ્રાણીઓનાં અનેક અંગોનું મિશ્રણ કરીને આ જિરાફ નામના પ્રાણીની સુંદર રચના કરી ઉત્પન્ન કર્યું છે. જિરાફની ડોક એટલી લાંબી ને ઊંચી હોય છે કે, આપણે ઊંચું જોઇને જોવા જઇએ, તો આપણા માથા પરની ટોપી ગડબડીને નીચેજ પડી જાય. એની જીભ લાંબી હોય છે. આ જીભ ખેંચીને લાંબીટૂંકી થઇ શકે છે. એને વિષે એક વિદ્વાન લેખક એમ પણ કહે છે કે, જિરાફ પોતાની જીભ કલમની જેમ પાતળી પણ કરી શકે છે.

આ જિરાફને 'અકેશિયા' નામના ઝાડનાં પાંદડાં બહુ

પ્રિય હોય છે. આ પ્રાણીની સાધારણ ઊંચાઈ તો સાત ફૂટની હોય છે. પણ કહેવાય છે કે, આથી વધારે ઊંચાઈ થઇ જવાનું કારણ તો એ છે કે, આ 'એકેશિયા' નામના ઝાડનાં પાંદડાં ખાવાની એની ટેવને લઈને એની ગરદન વધી ગઈ છે.

જિરાફ એ જંગલી પ્રાણી છે. એને જોતાંજ એ વિકરાળ ને બિહામણું લાગે છે. એ ઊંટની જેમ દોડે છે. પરંતુ એ એટલી ઝડપથી દોડે છે કે, સરસમાં સરસ તેજદાર ઘોડા પણ એને પકડી શકતા નથી અને એ પૂરપાટમાં દોડે છે, ત્યારે એના પગની ખરીઓ વચ્ચે આવતા પથ્થરો, રોડાં અને કાંકરાઓ એટલા તીવ્ર ગતિમાં ઊડે છે કે, પૂંઠ પકડનારને બંદૂકની ગોળીઓની જેમ આવીને વાગે છે અને એની દોડ એટલી ઝડપી છે કે, એ દોડે છે ત્યારે એના પગ પણ દેખાતા નથી. આ જિરાફ આફ્રિકાનાં વિશાળ ને વિકરાળ એવાં જંગલમાં હોય છે. વડોદરાના કમાટી બાગના મ્યુઝિયમમાં સૌથી પહેલાજ દાદર ઉપર એને મૂકવામાં આવ્યું છે. મ્યુઝિયમ જોવા જાઓ ત્યારે સૌ પહેલાં આ જિરાફને ધારી ધારીને જોવાનું ન ભૂલતા! નહિ તો તમારું મ્યુઝિયમ જોવું અધૂરું લેખાશે.

("બાલમિત્ર"ના એક અંકમાંથી)



# ૪૪–જંગલનું વેર

( લેખકઃ–શ્રી. શિવુભાઇ ત્રિવેદી )

પોષ માસ હતો. ટાઢ કડકડીને પડતી હતી. તેમાં વળી અમે જંગલમાં રહેતા હતા. ઝાડને વીંધી પવન સર્ર્ર્ વાતો હતો. એટલે ટાઢની તો વાતજ શી કરવી ! ભીલ લોકોએ તંબૂ પાસે તાપણી કરી હતી. અમે બધા તાપણી પાસે બેસી અલકમલકની વાતો કરતા હતા.

એવામાં ફૂ ! ફૂ ! ફૂ ! એવો ઘેરો અવાજ અમારા સાંભળવામાં આવ્યો. રતનો ભીલ સતેજ થયો. તેણે અવાજ ભણી કાન માંડ્યા અને બોલ્યોઃ "એરૂનો અવાજ છે."

અમે ખુરશી પરથી ઊભા થઇ ગયા. મારા એક મિત્રે હાથમાં બેટરી લીધી, બીજો તંબૂમાં જઇ લાઠી લઇ આવ્યો અને હું તમંચો લઇ તૈયાર થયો. પછી અવાજની દિશા ભણી આંખો ફાડી અમે જોઇ રહ્યા.

થોડી વારમાં એક સાપ અમારા ભણી દોડતો આવતો જણાયો. ખાસ્સો છ–સાત ફૂટ લાંબો; કાળો ભમ્મર સાપ. પીઠ ઉપર ધોળા પટ્ટા. ભોંય પરથી માથું ઊંચું કરે. લબાક લબાક જીભ બહાર ફેંકે. ચારે બાજુ માથું ફેરવે. હાંફળો હાંફળો દોડે ને ફૂ ! ફૂ ! ફૂ ! અવાજ કરે.

સાપ પવિત્ર જીવ ગણાય છે. તેને મારવાની મારી હિંમત તો ના ચાલી. પણ મારા મિત્ર જાતે ગોવાનીઝ હતા. એ અ-

ઠંગ શિકારી હતા. તેમણે તો બેટરીનું તેજ સાપ ભણી ફેંક્યું ને લાઠી લઇ તેને મારવા દોડ્યા. ત્યાં રતનો બોલ્યોઃ "હાં હાં, સા'બ, રે'વા દો. બિચારો ગભરાયેલો છે. તેને ના મારો."

મને ક્રોધ ચડ્યોઃ "ત્યારે તું એને પાળ." મેં રતનાને કહ્યું:—

રતનો કહેઃ "સા'બ, એ શત્રુથી બીધો છે, માટે આપણે એને રક્ષણ આપીએ. એનો શત્રુ તો જોવા લાયક હશે."

આટલી વારમાં સાપ અમારી નજદીક આવી પહોંચ્યો. મારા મિત્ર તો લાઠી ઉગામવા તૈયાર હતા; પણ મેં એમને વાર્યા.

સાપ તાપણી પાસે ગૂંચળું વાળી બેઠો. અમારા ભણી દયામણી નજરે તે જોવા લાગ્યો, જાણે કે અમારી દયા ના માગતો હોય!

રતનો ભીલ એક ટોપલો લઇ આવ્યો ને સાપ ઉપર ઊંધો વાળ્યો. ટોપલાની કિનાર ઉપર ધૂળ દાબી.

રતનો જંગલનો રહેવાસી. તેને જંગલના પ્રાણીઓનો ખરેખરો પરિચય હતો. સિંહથી એ ડરે નહિ. એને એ કૂતરો કહી હસી કાઢે. મેં રતનાને આ સાપની જાત વિષે પૂછ્યું.

રતનો બોલ્યોઃ "આ સાપનું નામ ખડચિતળો છે. સ્વભાવે શાણો, ગરીબ ગાય જેવો. તેને માણસનો સહવાસ બહુ ગમે. છંછેડાય ત્યારે કરડે. એ ઝેરી તો નાગ કરતાંએ વધારે છે. જેને કરડે તે પાણી પીવાયે ના જીવે."

રતનો વાત કરતો હતો; પણ એની નજર સાપ આવ્યો તે દિશામાં હતી. વાત કરતાં તે બોલી ઊઠ્યો: "જુઓ સા'બ! સાપનો શત્રુ આવ્યો."

અમે તો ધારેલું કે શત્રુ તો મોટું પ્રાણી હશે; પણ ના, ના; સાપના લિસોટા ઉપર ચકલા જેવો મોટો વીંછી દોડ્યો આવતો હતો. તેની પીઠ ઉપર એક નાનકડો વીંછી હતો. જાણે કે કોઇ રાજા–મહારાજા હાથી ઉપર સવાર ના થયા હોય! નાનો વીંછી કેવોક હતો! કાળો કાળો મેંશ.

ટોપલા નજદીક વીંછી અટક્યો. નાનો વીંછી પીઠ ઉપરથી નીચે ઊતર્યો. એ ટોપલા પર ચડ્યો; ઉપર બેત્રણ વાર ગોળ ગોળ ફર્યો. છેવટે એણે એક જગ્યા નક્કી કરી, ત્યાં ડંખ માર્યો. બસ! કામ ખલાસ થયું. તરતજ મોટા વીંછીની પીઠ ઉપર તે સવાર થયો ને મોટો વીંછી એને લઇ ચાલ્યો. રતનાએ કહ્યું: "સાપ મરી ગયો."

અમે આશ્ચર્ય પામ્યા. અમારાથી "હેં!" એવું બોલાઈ જવાયું. રતનાએ ટોપલો ઊંચો કર્યો અને જોયું તો સાપ મરેલો નજરે પડ્યો!

રતનો કહે, "આ તો જંગલના વીંછી. બહુ વેરીલા હોય અને ભારે ઝેરી. પથ્થર ઉપર ડંખ મારે તો તેને ઝેર બનાવી જાય. કહે છે કે સોમલ–ઝેર આવી રીતેજ બને છે."

('બાલમિત્ર'ના એક અંકમાંથી)



# ૪૫–મને ઓળખો છો ?

(લેખકઃ–શ્રી. રતિલાલ ગૌરીશંકર ઓઝા)

તમે મને ઓળખો છો, હું કોણ છું ? હું જાતે પંખી છું, હું બહુ ઊડી શકતું નથી. મારાં પીંછાંમાં એકજ જાતનો રંગ નથી. પ્રભુએ મારા ઉપર ઉપકાર કરીને ઘણા રંગનાં છાંટણાં મારાં પીંછાંમાં છાંટ્યાં છે. હોશિયાર ચિતારાને પણ મારાં પીંછાંના કેટલાક રંગની મેળવણી કરતાં વાર લાગે. મારાં પીંછાંમાં દરેક જાતનો રંગ હોય છે, પણ મારે માથે જે કલગી હોય છે તે તો રાતીજ. લોકો મને સૂરજનો છડીદાર પણ કહે છે.

પ્રભાતના પહોરમાં સૂરજદાદા ન ઊગે તે પહેલાં હું જાગું છું અને ટટ્ટાર થઇને ગળાને ફુલાવી, ડોક ઊંચી કરી, સૂરજ-નારાયણને "કૂકડે કૂક, કૂકડે કૂક" કરીને આવકાર આપું છું.

હું વહેલો ઊઠીને "કૂકડે કૂક"નું પ્રભાતિયું ગાઉં છું; તેનો અવાજ સાંભળીને માણસો જાગે છે. પથારીમાંથી તે ઊઠે, દાતણ પાણી કરે ને કામધંધે લાગે છે. ઘરડાં ડોસીમા ઊઠીને ઝાંખે દીવે દળણું દળે છે. વહુવારુઓ વલોણું તાણે છે, છાણ-વાસીદું કરે છે, વાસી પાણી ગાળે છે ને બેડાં લઇ કૂવેતળાવે કે નદીએ પાણી ભરવા જાય છે.

ભરવાડ ગાય–ભેંસ દોહે છે ને દૂધ વેચવા જાય છે. ભાવિક લોકો પથારીમાં પડ્યા પડ્યા પ્રભાતિયાં ગાય છે. વળી કેટલાક ખંતીલા વિદ્યાર્થીઓ ઊઠીને પાઠ કરે છે. હું સહુને જગાડું છું. હું તો તમારું જીવતું ને જાગતું ઘડિયાળ છું.

હું તમારા ફળિયામાંથી ને ઉકરડાઓમાંથી જૂઆ, ઇતરડી કે વીંછી જેવાં નુકસાનકારક જીવજંતુઓને વીણી વીણીને ખાઇ જાઉં છું. એ મારો તમારા ઉપર કાંઇ ઓછો ઉપકાર નથી. તે છતાં તમે તો મારો ઉપકાર ભૂલી જાઓ છો અને મારાંજ બચ્ચાંને અને ઇંડાંને મારી ખાઓ છો. ભલાઇનો બદલો તમે ઠીક વાળો છો !

હવે મને ઓળખ્યો ? હું તો સૂરજનો છડીદાર, બહુચર માતાનો લાડીલો કૂકડરાજ "કૂકડે કૂ—બહુચર તું."

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

---

# ૪૬—કેવી બુદ્ધિ !

(લેખકઃ—શ્રી. કાંતિલાલ વિષ્ણુરામ ત્રિવેદી)

એક વેળા રાજાએ બીરબલને કહ્યુંઃ "મને આકાશના તારા ગણી આપો."

બીરબલ ચતુર હતો. તેણે ઘેર જઈ એક કાગળ લીધો અને સોય વતી એમાં એટલાં બધાં કાણાં પાડ્યાં કે, કોઈથી ગણાય નહિ અને જો ગણવા બેસે તો તેમાં ભૂલ ખાધા સિવાય રહેજ નહિ.

બીજે દિવસે રાજાએ જવાબ માગ્યો. બીરબલે તરત પેલો કાગળ ધરીને કહ્યુંઃ "રાજાજી ! આકાશમાં જેટલા તારા છે એટલાંજ કાણાં આ કાગળમાં છે; માટે ગણી લો."

રાજા આ ઉત્તરથી ખુશ થયો અને બીરબલને ઇનામ આપ્યું.

('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૪૭—એરંડો

( લેખકઃ—સ્વ. ગિજુભાઈ )

આપણા બાપદાદાઓ બિચારા એરંડિયાના દીવે વાળુ કરતા, નામું લખતા. દીકરા ને દીકરીઓય પરણાવતા. પણ જમાનો અવળો થયો ને આપણે ઘાસતેલને દીવે ને પેટ્રોમેક્સને અજવાળે ગાર્ડન-પાર્ટીઓ કરવા લાગ્યા, પુસ્તકો વાંચવા લાગ્યા. પણ આ પાઠમાં એ રોદણાં ક્યાં રડીએ ?

આપણે તો એરંડાની ને એરંડીની વાત કરવી છે. પેલી જાંબલી રંગની કેસ્ટર ઑઇલની બાટલીમાં જે એરંડિયું છે તે પરદેશથી પધારેલું છે અને આપણે તેને ઘેરઘેર વાપરીએ છીએ. તમે કોઈ જાણો છો કે અહીંથી જતી એરંડીઓનું એ તેલ છે ! આપણી એરંડીઓનું એ આપણુંજ તેલ. ફક્ત પરદેશમાંથી નીકળેલું. એટલે પરદેશી કમાયા. આપણે ત્યાં એવું તેલ કેમ ન કાઢીએ ?

એમજ કાં તો આપણે આપણા દેશની ધરતીમાંથી ઘાસતેલ ખોદી કાઢીએ અથવા મોટી મોટી નદીઓમાં પાણીના બળથી વીજળી પેદા કરીએ અને એમ ન કરીએ તો ઓછા અજવાળાનો એરંડિયાનો દીવો સુખેથી બાળીએ. ગમે તેમ તોયે એ આપણું તેલ છે ને ? કેટલા બધા પૈસા ઘાસતેલના પરદેશ જાય છે, તે તમે જાણો છો ?

એરંડીઓમાંથી દિવેલીનો ખોળ થાય છે ને હું ધારું છું કે, જેમ તલનો ખોળ જર્મનીનાં ખેતરો માટે ચાલ્યો જાય છે,

તેમ દિવેલીનો ખોળ પણ પરદેશ જતો હશે.

આપણા ઢોરને તે ખાવાને મળે નહિ ને જર્મનીમાં તેનું ખાતર થાય! આપણો કાચો માલ પરદેશ મોકલનારાઓને આપણે પકડવા જોઇએ ને તેમને ઠેકાણે લાવવા જોઇએ. વેપારી પૈસા કમાય ને મોટર હાંકે. એમાં લાખો માણસોની પીડાની એને શી પડી હોય? જવા દઇએ આ બધી વાત. મોટા થાઓ ત્યારે આનો બરાબર વિચાર કરજો.

હવે બીજી વાત.

"ઉજ્જડ ગામમાં એરંડો પ્રધાન" એ કહેવત તમે સાંભળી હશે, અથવા સંસ્કૃતમાં એમ કહે છે કે, **एरंडोऽपि द्रुमायते।** એટલે એમ કે એરંડો ઝાડ નથી, છતાં તે ઝાડમાં ખપે છે! પાતળું એનું થડ છે, પાતળી એની ડાળીઓ છે, છતાં એ ઝાડમાં ખપે છે; કારણ કે સીમમાં ખેતરોને શેઢે બીજાં ઝાડ ન હોય ત્યાં ભાઈસાહેબ ઝાડ જેવા દેખાય છે!

એનાં પાંદડાં મોટાં ને સુંદર છે. ઝાડના ભેદો ન સમજનારને દૂરથી પોપૈયા ને એરંડામાં તફાવત ભાસતો નથી, પણ પોપૈયાનું થડ જાડું હોય છે ને એરંડાનું પાતળું હોય છે. પોપૈયાનાં ફળ મોટાં મોટાં થાય છે ને એરંડાનાં ફળ એટલે દિવેલીઓ નાની નાની હોય છે. દિવેલીઓની લૂમો બાઝે છે અને ફોતરાં નીચે દિવેલી થાય છે. દિવેલી કાબરા રંગની, સુંવાળી, કૂતરાના કાનમાં જિંગોડા નામના જીવડા થાય છે એવડી ને લગભગ એવીજ થાય છે.

દિવેલીઓથી છોકરાં રમી શકે ને શિક્ષકો ગણાવી શકે.

રમકડાં બનાવનારાઓ દિવેલીઓના ઘૂઘરા કરી શકે. એનાં છોતરાં કાઢી નાખે તો અંદરથી ધોળી ધોળી મીંજે નીકળે. એને તાંબાની કથરોટમાં તાંબાના વાસણથી બરાબર ઘૂંટવામાં આવે ને એનો મલમ ચોપડવામાં આવે તો માથાની ઊંદરીનું દર્દ મટી જાય છે.

તમે કહેશો એરંડો કેવો ?

એરંડો તો બહુ સારો. એનાં શેકેલાં પાન માથે બાંધ્યાં હોય તોય બહુ સારાં. ('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૪૮–ખોરાકનું શું થાય છે ?

(લેખકઃ–શ્રી. દુષ્યંતરાય વિ. મજમુદાર)

છોટુ—બાપુજી ! પેલો રમણ જાંબુનો ઠળિયો ગળી ગયો, તે એના પેટમાં જાંબુનું ઝાડ નહિ ઊગે ?

બાપુજી—અલ્યા છોટુ ! પેટમાં તે કાંઇ ઝાડ ઊગતું હશે કે ! એ ઠળિયો તો પેટમાં જઇને પચી જાય.

છોટુ—ત્યારે પચી જાય એટલે શું બાપુજી ? પેટમાં તે શું હશે કે પચી જાય ! અને આપણે ખાઇએ તે ક્યાં જાય ?

બાપુજી—જો સાંભળ, આપણે ખોરાક મોંમાં મૂકીએ એટલે તરતજ દાંત તે ખોરાકનો ઝીણો ભૂકો કરી નાખે. પાછું આપણે જેમ જેમ ચાવીએ તેમ તેમ મોંમાંથી થૂંક અથવા લાળ ઝરે છે, તે ખોરાકના ભૂકા સાથે મળી જઇ કણક જેવો લોચો થઇ જાય છે અને પછી આપણે ગળી જઇએ છીએ.

છોટુ—ત્યારે એ થૂંક ક્યાંથી આવતું હશે?

બાપુજી—એ તો મોંની અંદરની ચામડીમાં ઝીણાં છિદ્રો અથવા કાણાં હોય છે, તે નરી આંખે જોઈ શકાતાં નથી, તેમાંથી થૂંક ચોવીસે કલાક ઝર્યાજ કરે છે. એ થૂંકમાં એવો ગુણ છે કે ચાવેલા ખોરાકમાં રહેલા લોટને ખાંડના રૂપમાં બનાવી દે, એટલે ઝટ દઈને તે પચી જાય, સમજ્યો?

છોટુ—ત્યારે બાપુજી! ગળામાંથી પછી ખોરાક ક્યાં જતો હશે?

બાપુજી—આપણા ગળાની અંદરના ભાગમાં બે નળીઓ હોય છે. એક લાકડા જેવી નળી ગળાના આગલા ભાગમાં અને બીજી રબર જેવી નળી ગળાના પાછલા ભાગમાં હોય છે. આ રબર જેવી નળીમાંથી ખોરાક પેટમાં જાય છે.

છોટુ— ખોરાકને માટે રબર જેવી નળી કેમ કરી હશે?

બાપુજી—ખોરાક જેવો પેટમાં જાય, કે તરતજ તે નળી બંધ થઇ જાય છે અને અંદર ગયેલો ખોરાક આપણે સૂઈ જઈએ તોપણ પાછો બહાર આવી શકતો નથી.

આ રબર જેવી નળીને છેડે એક ફૂટબોલ જેવી કોથળી હોય છે, તેમાં બધોએ ખોરાક ભેગો થાય અને પછી આગળ ચાલ્યો જાય. એ કોથળીને જઠર કહે છે.

છોટુ—એ કોથળીમાંથી પછી ખોરાક ક્યાં જતો હશે?

બાપુજી—આ કોથળીની જોડે નીચેના ભાગમાં બીજી એક રબર જેવી નળી જોડેલી હોય છે તેમાં તે જાય છે.

આ જઠર નામની કોથળીની બાજુઓમાં ઝીણાં ઝીણાં કાણાં હોય છે, તેમાંથી જઠરની અંદરના ભાગમાં લીંબુના રસ જેવો ખાટો રસ હમેશાં પડ્યા કરે છે. એ રસ ખોરાકની સાથે મળે છે અને ખોરાક પચે છે.

એ પચેલો ખોરાક આશરે બેથી ત્રણ કલાક સુધી એ કોથળીમાંજ રહે છે અને પછી બીજે છેડે જોડેલી લાંબી નળીમાં થઇને આગળ જાય છે. એ નળી આશરે વીસથી પચીસ ફૂટ લાંબી હોય છે.

છોટુ—ત્યારે બાપુજી! આપણે તો એટલા બધા કાંઇ લાંબા નથી અને એ એટલી બધી લાંબી નળી આપણા શરીરમાં કેવી રીતે રાખી હશે?

બાપુજી—એ નળી તો રબર જેવી હોય છે અને એને ગૂંચળું વાળીને મૂકેલી હોય છે. પણ એ નળીને લંબાવીએ તો વીસ ફૂટ થાય; સમજ્યો? એ લાંબી નળીને નાનું આંતરડું કહે છે. એ આંતરડામાં પણ જઠરની માફક બીજા ત્રણ જાતના રસ બાજુઓમાંથી ઝરે છે અને ખોરાક વધારે ને વધારે પચે છે. પછી ખોરાકનું લોહી બને છે.

છોટુ—લોહી તો લાલ હોય છે અને ખોરાકમાં તો લાલ રંગ કાંઇ હોતો નથી, તો લોહી ક્યાંથી બને?

બાપુજી—લોહીનો રંગ તો તેમાં રહેલા ઝીણા ઝીણા લાલ રંગના કણોથી લાલ દેખાય છે. બાકી ખરું જોતાં તો લોહી ખોરાકનું સત્ત્વ અને તેમાં રહેલા લાલ કણોનું બને છે, એટલે લોહી લાલ દેખાય છે. આમ ખોરાકનું સત્ત્વ તો રંગ

વગરનુંજ હોય છે.

છોટુ—એ ત્રણ રસનાં નામ તમે કહ્યાં નહિ!

બાપુજી—આંત્રરસ, પિત્તરસ અને માંસગોળરસ. એ ત્રણેય રસ નાના આંતરડામાં પડે છે.

છોટુ—ત્યારે ખોરાકનું લોહી નાના આંતરડામાં બને છે, ખરું ને બાપુજી?

બાપુજી—હા, બરોબર છે; હવે તું સમજ્યો તે ખરું છે. એ ખોરાકનું સત્ત્વ આંતરડામાંથી બહાર નીકળીને શરીરમાંના લોહી સાથે ભળી જાય છે.

છોટુ—પછી ખોરાક ક્યાં અટકે છે?

બાપુજી—ના, ખોરાકમાંથી સત્ત્વ નીકળી ગયા પછીથી એ બાકી રહેલો ખોરાક નાના આંતરડામાંથી મોટા આંતરડામાં જાય છે.

છોટુ—ત્યારે બાપુજી! નાનું આંતરડુંજ વીસ ફૂટ લાંબું છે, તો મોટું આંતરડું તો સો ફૂટ લાંબું હશે ને?

બાપુજી—ના, એમ નથી. મોટું આંતરડું તો ફક્ત પાંચથી છ ફૂટજ લાંબું છે. એ તો નાનું આંતરડું લંબાઇમાં મોટું છે, પણ પહોળાઇમાં તો ઘણું નાનું છે. એટલે તેને નાનું કહે છે. મોટું આંતરડું લંબાઇમાં નાનું છે, પણ પહોળું વધારે હોય છે, તેથી તેને મોટું આંતરડું કહે છે. બાકી લંબાઇમાં તો નાનું આંતરડુંજ મોટા કરતાં વધી જાય.

છોટુ—મોટા આંતરડામાં શું થાય છે?

બાપુજી—મોટું આંતરડું નાના આંતરડા સાથે જોડેલું

હોય છે, એટલે પચેલો અને બાકી રહેલો ખોરાક મોટા આંતરડામાં જાય છે. એ આંતરડામાં પાણી જેવો નકામો ભાગ ચુસાઇ જાય છે અને પછી ખરાબ વાસ પેદા થાય છે; એટલે તેને આપણે ખોરાકનો કચરો કહીએ છીએ. એ કચરો રોજ સવારમાં જ્યારે જાજરૂ જઇએ છીએ ત્યારે નીકળી જાય છે. બોલ છોટુ ! ત્યારે જાંબુડાનો ઠળિયો કોઇ ગળી જાય તો તેનું કાંઇ થઈ શકે ?

છોટુ—ના બાપુજી ! હવે હું બરાબર સમજ્યો.

બાપુજી—સમજ્યો ? ત્યારે જો હવે ખાવામાં ઉતાવળ નહિ કરતો. ખોરાકને ખૂબ ચાવીને ખાવો જોઇએ.

("બાલમિત્ર" ના એક અંકમાંથી)

---

## ૪૯–કટ્ટા દુશ્મનો

(લેખકઃ–શ્રી. રમણીકલાલ જ. દલાલ)

માણસજાતના સૌથી કટ્ટા દુશ્મન કોણ ? માખી, માકણ, ચાંચડ, ઊંદર વગેરે. તેમાંના એક દુશ્મનની કથા અત્રે કહેવા ધારી છે.

ચાંચડ માણસના કટ્ટા દુશ્મન હોય છે. પ્લેગ જેવાં જીવલેણ દર્દોનાં જંતુઓ તે ફેલાવે છે.

દરેક માદા એકી સાથે પાંચસો ઇંડાં મૂકે છે. તરતજ તે જમીન પર ખરી પડે છે. ધૂળકચરામાં દટાઈ જાય છે. થોડાજ દિવસમાં સેવાઇ તૈયાર થાય છે ને એ ઝીણાં જંતુ ધૂળ, શેત-

રંજી, ગોદડાં વગેરેમાં છુપાઇ જાય છે. ત્યાંની વનસ્પતિ કે જીવાત ઉપર એ ઊછરે છે. એક અઠવાડિયાથી ચારપાંચ મહિના સુધી એ જંતુની અવસ્થામાં રહે છે. આ ગાળો આબો-હવા ને બીજાં કારણો પ્રમાણે લાંબોટૂંકો હોય છે. કેટલીક વાર આ જંતુઓ કોશેટા બનાવી એ દશામાંજ કેટલાક મહિના લગી પડી રહે છે. સામાન્ય રીતે બે અઠવાડિયાંજ બસ થાય છે. આ જંતુ ઘણાંજ ઝીણાં હોવાથી ધૂળમાંજ મળી ગયેલાં હોય છે.

કોઈ પણ જાતના ખોરાક વિના ચાંચડ ઘણાં અઠવાડિયાં સુધી જીવી શકે છે. પરંતુ જ્યારે ખોરાક મળે છે ત્યારે તે ધરા-ઇને ખાઇ લે છે. એમના ડંખ ચામડી સુજાડી દે છે, તેથી ખૂબ બળતરા થાય છે. બીજાં જંતુઓની પેઠે એમનું થૂંક ડંખ મારફત શરીરમાં જાય છે ને લોહીનું દબાણ અટકાવે છે. તેથી સોજો ચડે છે, એથી ખજવાળવાનું પણ મન થાય છે.

ચાંચડ ઝીણાં પાંખ વગરનાં જંતુ છે. એમનાં શરીર ચ-પટાં હોય છે, એટલે તે વાળમાંથી પણ પસાર થઇ શકે છે! તેમની ચામડી સુંવાળી પણ ખાંચાવાળી હોય છે, એટલે તે સહેલાઇથી કચરાઈ જતી નથી. એમના પગ ઘણાજ મજબૂત હોય છે. એ જલદી ને ઘણે દૂર સુધી કૂદી શકે છે. એને પકડવાં કે પકડી રાખવાં મુશ્કેલ છે. એને માકણની માફક જલદીથી મારી નાખવાં પણ મુશ્કેલ છે. તમે ખૂબ મહેનત કરીને મસળો તો કદાચ એકાદ ચાંચડ મરે. બીજા કેટલાય કૂદકારા મારતા નાસી જાય! માકણના કરતાં એમની ગતિ બહુજ તીવ્ર. એ કૂદણિયાને પકડવાનું સૌથી અઘરું કામ છે.

એવી ગણતરી કરવામાં આવી છે કે, જો કોઇ કુમાર એના કદ પ્રમાણે ચાંચડ જેટલું ને એટલી ઝડપે કૂદી શકે, તો સવારના આઠ વાગતામાં તો આખી દુનિયા ખૂંદી વળે!

ચીન ને હિંદમાં પ્લેગનો ચાલુ ભય રહે છે. ત્યાં ચાંચડ નાબૂદ કરવાનું ખાસ અગત્યનું છે. સરકાર ને પ્રજાએ એકસામટા પ્રયત્નો આદરવા ઘટે છે.

ગાંઠિયા તાવનાં જંતુઓ ઊંદરના લોહીમાં ઉત્પન્ન થાય છે. ઊંદરના વાળમાં ચાંચડ ભરાય છે ને એ એનું લોહી પીએ છે. જ્યારે ચાંચડ ડંખ મારે છે, ત્યારે ડંખની નજીક પ્લેગનાં જંતુઓથી ભરપુર હગાર મૂકતા જાય છે. માણસ વલૂરે છે, એટલે ડંખમાં પેલાં જંતુઓ ઘૂસે છે ને લોહીમાં પ્રસરે છે. ત્રણચાર દિવસમાં તો ત્યાં સોજો ચડી આવે છે ને મરકીની ગાંઠ (બ્યુબો) નીકળે છે.

ગરીબ ને ગંદા લોકોમાં પ્લેગનું જોર વધારે હોય છે. ગાડીમાં કે ગીચ વસ્તીમાંથી ચાંચડના ડંખ લાગવાથી ચોખ્ખા લોકોને પણ ચેપ લાગે છે. ઊંદર ને ચાંચડ ન હોય તો કદાચ પ્લેગ થાયજ નહિ. સમજુ માણસોએ બન્નેને ઘરમાંથી હાંકી કાઢવા જોઇએ. દરેક સુધરેલા શહેરીએ ચાંચડ અને ઊંદરોનો બને એટલો નાશ કરવો એ પોતાની ફરજ સમજવી જોઇએ. માણસજાતના કલ્યાણ માટે એમ કરવું ખાસ જરૂરી છે.

ઘરમાં પાળેલાં જાનવરો રાખવાં ન જોઇએ. કૂતરાં ને બિલાડાં પાસે ચાંચડ ભમે છે. ઘરમાંથી ચાંચડ દૂર કરવા હોય તો જૂની રીત આ પ્રમાણે હતી. કૂતરાને ઘરમાં ઘુસાડવામાં આવતું.

ખૂબ ચાંચડ એના પર બેસે એટલે એને બહાર બોલાવી સાફ કરી, ફરી અંદર મોકલવામાં આવતું. દેવતા પર ગંધક નાખવાથી પણ ચાંચડ દૂર ભાગી જાય છે; પરંતુ એમ કરતાં પહેલાં તમામ બારીબારણાં બરાબર બંધ કરી દેવાં જોઇએ. રાત્રે પથારીની આજુબાજુ મસળેલો અજમો વેરી રાખવાથી પણ ચાંચડો ભાગી જાય છે. અજમાવેલો ઉપાય છે. ચાંચડથી અજમામાંથી નીકળતી વાસ કદાચ સહન નહિ થતી હોય. અજમો મસળેલો હોવો જોઇએ.

થોડા ચાંચડ તો ઘરમાં હોયજ. એમને બહારથી અંદર આવતા અટકાવી શકાય નહિ, એટલે ચાંચડ પકડવાનો ચીકણો કાગળ મૂકવાથી તેમને સપડાવી શકાશે.

થોડું પાણી લઈ અંદર ફટકડી નાખવી. એ પ્રવાહીમાં કાગળ બોળી દેવો. પછી સૂકવી નાખવો. એક ચમચી સોડિયમ સિલિકેટ અને એક ચમચી ગ્લુકોઝનું મિશ્રણ કરવું. પછી દસ ટીપાં ગ્લિસરિન ને બે ચમચી પાણી ઉમેરવું. ખૂબ હલાવી તેને પેલા કાગળની એક બાજુએ ચોપડી દેવું. એ કાગળ ખાટલા નીચે કે દીવાલ સરસો મૂકવાથી ચાંચડ સપડાશે.

('બાલજીવન'ના એક અંકમાંથી)



# ૫૦—દિલ્હીમાં કાગડા કેટલા?

(લેખકઃ—શ્રી. દેશળજી પરમાર)

અકબર બાદશાહનો દરબાર ભરાયો છે. દરબારીઓ આવતા જાય છે. સૌ રંગમાં છે. બાદશાહે આજે એક રમૂજી નુસખો ખોળી કાઢ્યો હતો અને જે આવે તેને પૂછતા હતા: "દિલ્હી શહેરમાં કાગડા કેટલા હશે?"

પણ કોણ જવાબ આપે! કાગડાની ગણતરી કર્યા વિના કોણ કહે કે આટલા કાગડા હશે? અને કાગડાઓની ગણતરી પણ કેવી રીતે કરાય? એટલે જે આવે એ તો જવાબબવાબ કંઇ દઇ શકે નહિ અને છાનોમાનો પોતાની જગાએજ બેસી જાય.

એવામાં બીરબલ આવ્યો. બીરબલને જોઇ બાદશાહે પૂછ્યું: "બીરબલ! કહે જોઇએ, દિલ્હી શહેરમાં કેટલા કાગડા હશે?"

બીરબલે તો બેધડક જવાબ દીધો: "ખુદાવંદ! ચૌદહજાર નવસો ઓગણત્રીસ."

બેઠેલા લોક બધા નવાઈ પામ્યા અને શંકામાં પડ્યા.

કોઈ કહે: "વાત ખોટી છે."

કોઇ કહે: "એમ હોય નહિ."

કોઈ કહે: "બીરબલની ગણતરી સાચીજ હશે; કારણ કે ચોક્કસ જોયા વિના તે જવાબ ન આપે."

"પણ બીરબલ ખોટો છે એમ સાબિતજ શી રીતે થશે!

કોઇ કાગડા ગણવા ઓછું જવાનું છે!" સૌનું સાંભળી એક દરબારી બોલ્યો.

બાદશાહ દરબારનો રંગઢંગ જોઇ રહ્યા. પછી ધીરે રહી બીરબલને પૂછ્યું:

"બીરબલ, તેં કાગડાની ગણતરી કરીને જવાબ આપ્યો છે કે બાંધેભારે?"

બીરબલે જવાબ આપ્યો: "ગણતરી કરીને ખુદાવંદ!"

"તો જો તારી ગણતરી ખોટી પડશે, તો જેટલા કાગડા ઓછા હશે એટલા રૂપિયા તારો દંડ થશે!" બાદશાહ બોલ્યા.

"કબૂલ છે ખુદાવંદ!" બીરબલે કહ્યું: "પણ ખુદાવંદ! એક શરત છે કે, હું કહું છું એનાથી એક પણ કાગડો વધારે કે ઓછો થાય, તો આપ નામદારે એમ સમજવું કે, જેટલા કાગડા વધારે થાય તેટલા કાગડા મહેમાન તરીકે આવેલા હોવા જોઇએ અને જેટલા કાગડા ઓછા થાય તેટલા કાગડા આજે બહારગામ ગયેલા હોવા જોઇએ."

બીરબલનું આ કહેવું સાંભળી બાદશાહ તો ખડખડાટ હસી પડ્યા અને કચેરી રાજી રાજી થઈ ગઈ. સૌ બીરબલની આ હાજરજવાબીથી આફરીન બન્યા અને એની અજબ કુનેહની તારીફ કરવા લાગ્યા.

('બાલમિત્ર'ના એક અંકમાંથી)



# ૫૧—ચાલો, મારી સાથે !

( લેખકઃ–શ્રી. 'છૂમંતર' )

માતાનો એક ભક્ત મૂઠી મૂઠી દાણા ઉઘરાવતો એક વાર પૂંજાશેઠને ઘેર આવી પહોંચ્યો. પૂંજાશેઠ મહા ચપરખઘો વાણિયો. ચમડી તૂટે પણ દમડી ન છૂટે એવી એની જાત.

માગણે એની પાસે ઘણીયે વિનવણી કરી જોઈ; પણ પૂંજાશેઠ જેનું નામ! એ જરાયે ન પલળ્યો તે નજ પલળ્યો.

માગણ કહેઃ "બાપા! પૈસોટકો છૂટો ન હોય તો ભલે. એક બટકું રોટલો તો આપો! ભૂખ્યો છું. માતાજીના નામે ખાઇને દુવા દઇશ."

પૂંજાશેઠ–ઘરમાં ટાઢો રોટલો પણ નથી.

માગણ–હશે ત્યારે શેઠ! થોડોક લોટ તો આપો! રોટલો શેકી ખાઇશ.

પૂંજાશેઠ–દળનારી હજુ લોટ આપી નથી ગઈ.

માગણ નિરાશ બનીને બોલ્યોઃ "ત્યારે શેઠ! થોડું ચોખ્ખું પાણી તો પાઓ? તરસ બહુ લાગી છે."

"અફસોસ! માટલામાં પાણી નથી. પાણી ભરનારી નદીએ ગઈ છે તે હજુ આવી નથી." પૂંજાશેઠે જવાબ દીધો.

"હશે શેઠ! કાંઈ હરકત નહિ. એક જરાક દિવેલ તો કોડિયામાંથી આપો? આ તાપમાં મારું માથું તપી ગયું છે તે જરાક ઘસું; મારું માથું સખત દુખે છે." માગણે વળી આજીજી કરી.

પૂંજાશેઠ કહેઃ "કોડિયામાં દિવેલજ નથી ને!"

માગણની ધીરજની હવે હદ આવી ગઇ. એ કહે: "ભલે શેઠ! જ્યારે મારામાં ને તમારામાં કાંઇજ ફેર નથી, ત્યારે બેસી શું કામ રહ્યા છો? ચાલો મારી સાથે! આપણે બન્ને ભેગા મળીને ભીખ માગીશું!"

પૂંજાશેઠ જવાબ આપ્યા વગર કાળી બિલાડીને હાંકવા ઘરમાં પેસી ગયા.

માગણ નિરાશ બની બડબડતો બડબડતો ચાલી નીકળ્યો.

('બાલજીવન'ના એક અંકમાંથી)

---

# ૫૨—વાણિયા શાહ કેમ કહેવાય છે?

(લેખકઃ-શ્રી. રમણલાલ સી. સોની)

એક વાર પાદશાહે મહાજનવર્ગમાંથી આગેવાન શેઠિયાઓને બોલાવ્યા અને કહ્યું કે, "હું પાદશાહ કહેવાઉં છું, તેથી ચોથા ભાગનો શાહ થયો ને તમે શાહ કહેવાઓ છો તેથી આખા શાહ થયા, તેનું કારણ શું?"

શેઠિયામાંથી એક વૃદ્ધ બોલ્યા: "નામદાર! આપ તો જગતના ધણી પાદશાહ છો ને અમે તો ગરીબ વાણિયા છીએ."

ત્યારે પાદશાહે કહ્યું: "એ તો ઠીક, પણ ખરી વાત શું છે તે કહો."

તે ડોસો કહે: "મને લાગે છે કે, અમે લેણદેણની આંટ જાળવીએ છીએ. કોઇ અમારે ત્યાં કાંઇ થાપણ મૂકી જાય તો

અમે તે ધણી માગે ત્યારે પાછી આપી દઈએ છીએ; તેથી અમને શાહ કહેતા હશે."

પાદશાહે કહ્યું: "બરાબર, તમારી વાત સાચી છે!"

એક વખત પાદશાહે કેરીઓનું લહાણું કર્યું. વેપારીઓને ઘેરેઘેર કેરીઓ મોકલાવી. તે વખતે બીજા બધા તો પેલી વાત ભૂલી ગયા હતા, પણ પેલા ડોસાને જૂની વાત યાદ રહી હતી. તેણે તેજ વખતે જેટલી કેરીઓ વહેંચાઈ હતી, તેથી બમણી લઇને સાફ કરાવીને બગડે નહિ તે માટે ઘીનાં કુલ્લાંમાં રખાવી.

કેરીની મોસમ વીતી ગયા પછી ચોમાસામાં પાદશાહે વળી પેલા વેપારીઓને બોલાવ્યા ને કહ્યું: "શેઠિયાઓ! મેં ઉનાળામાં તમને કેરીઓ આપી હતી તે અત્યારે મને પાછી આપો, મારે તે જોઇએ છે."

બીજા વાણિયા તો શિયાવિયા-ગાભરા જેવા બની ગયા, પણ પેલા ડોસાએ કહ્યું: "ભલે નામદાર! ગાડાં મોકલાવો, એટલે કેરીઓ આપીએ."

પછી ડોસાએ તો ઘીનાં કુલ્લાંમાંની કેરીઓ મોકલી આપી.

પાદશાહ ખુશી થયો ને કહ્યું: "જાઓ, તમે ખરા શાહ છો." ('બાલમિત્ર'ના એક અંકમાંથી)



# ૫૩—ચા

(લેખકઃ—શ્રી. મોહનલાલ જ. પાઠક)

જૂના જમાનામાં ચીના લોકોમાં ચાનો કાવો પીવાનો રિવાજ હતો. કોઇ કહે છે કે ઈ. સ. પૂર્વે ૨૭૩૭ પહેલાં એક શહેનશાહે ચા પીવાથી થતા ફાયદાની શોધ કરેલી! પણ ખરી વાત એ છે કે, પાંચમી સદીમાં હિંદનો એક મુસાફર ચીન ગયેલો. તેણે ત્યાં આ પીણાની શરૂઆત કરેલી. આઠમી સદીની શરૂઆતમાં તો ત્યાં ચા એટલી માનીતી થઇ પડી કે સરકારે તેના પર કર નાખ્યો.

ચીનમાંથી ચા પીવાનો રિવાજ જાપાનમાં દાખલ થયો. જાપાનીઓ નવમી સદીમાં ચાનું વાવેતર કરવા લાગ્યા. સત્તરમી સદીમાં ઇંગ્લેંડમાં ચાનો પ્રવેશ થયો. ત્યાં એક રતલ ચાની કિંમત લગભગ સો રૂપિયા પડતી! દિવસે દિવસે વપરાશ જેમ વધતો ગયો તેમ કિંમત ઘટતી ગઇ.

યુરોપખંડમાં ડચ ઈસ્ટ ઇન્ડિયા કંપનીએ ૧૬૦૧ માં ચાનો વેપાર શરૂ કર્યો. પહેલાં તો જાવાની ચા આવતી હતી, પણ ૧૬૮૬ માં હોલેંડ સાથે થયેલી તકરારને લીધે ત્યાંના લોકો મદ્રાસ અને સુરતથી ઇસ્ટ ઇન્ડિયા કંપની મારફતે ચા મંગાવવા લાગ્યા. આ બે ઠેકાણેથી તેમજ ચીન અને આમોયથી ચા આવતી હતી.

સત્તરમી સદીના છેવટના ભાગમાં ઇંગ્લેંડમાં દર વરસે ૨૦૦૦૦ રતલ ચાની આયાત થતી હતી. અઢારમી સદીની

આખર સુધીમાં તો આ ખપત ઘણીજ વધી ગઇ. આજે તો ગ્રેટબ્રિટન, ન્યુઝિલૅન્ડ અને ઑસ્ટ્રેલિયામાં માણસ દીઠ દર વરસે છ રતલના હિસાબે ચા વપરાય છે.

ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ ચાના વેપારમાં ઘણોજ નફો મેળવ્યો. ૧૮૩૪ માં ચીન સાથે અથડામણ ઊભી થવાથી ચીન પર ચા માટે આધાર ન રાખતાં ચા આપણેજ ઉત્પન્ન કરવી એવો વિચાર કર્યો. તપાસ કરતાં આપણા દેશમાં આસામમાં ચા મોટા પ્રમાણમાં ઊગે છે એમ માલૂમ પડ્યું.

આસામમાં ચાનું વાવેતર સારી રીતે કરવાનું કામ હાથ ધરવામાં આવ્યું. ૧૮૪૧ માં બ્રિટિશ સામ્રાજ્યમાં પાકેલી ચા તરીકે આસામની ચા લગભગ ૬૦૦૦ રતલ વેચાઈ. ૧૮૪૩ માં ચાની પેટીઓ ભરેલું એક વહાણ લંડન મોકલવામાં આવ્યું.

ચાની બે જાત છે. એક ચીની ચા. બીજી આસામની ચા. આસામની ચાના છોડને મોટાં પાંદડાં હોય છે અને કાપવામાં ન આવે, તો એક છોડ ૩૦ થી ૪૦ ફૂટ ઊંચો વધે છે.

ચીની ચાનાં પાંદડાં ઘણાંજ નાનાં હોય છે. આસામની ચાનાં પાંદડાંથી લગભગ અર્ધાં હોય છે અને છોડ પણ ઘણો નાનો થાય છે.

ચાનો છોડ હમેશાં લીલો અને પાંદડાંથી ભરેલો રહે છે. ચાનાં ફૂલ સફેદ હોય છે. ફળમાં બે, ત્રણ કે તેથી પણ વધારે બી હોય છે.

લીલી ચાનો વધારે ઉપયોગ ચીન અને જાપાનમાં થાય છે, વિલાયતમાં અને હિંદમાં વપરાતી કાળી ચા, આ લીલી

ચામાંથીજ બનાવે છે.

ચાના છોડની ઘણીજ સંભાળ લેવી પડે છે. ચાનો છોડ સરસ, નરમ અને ભીનાશવાળી જમીનમાંજ થાય છે. જ્યાં ઘણો વરસાદ થતો હોય એવા ભાગમાં ચાનો પાક સારો થાય છે.

આપણે ત્યાં મળતી કાળી ચા બનાવવા માટે લીલી ચાનાં પાંદડાંને છાંયડે સૂકવે છે. સુકાયા પછી યંત્રમાં દબાવી તેમાંથી રસ કાઢી નાખે છે. આ પછી જુદી જુદી અનેક ક્રિયા-માંથી આ પાંદડાં પસાર થાય છે. છેવટે એનો કાળો રંગ થાય છે અને એક જાતની કુમાશ આવે છે.

ફરીથી એને તડકે સૂકવે છે. ભઠ્ઠીમાં નાખે છે અને ફરી-થી સૂકવે છે. એ હવે વેચવાલાયક બને છે.

આખી ચા અને ચાનો ભૂકો જુદો પાડવામાં આવે છે. મોટીમોટી પેટીઓ ભરી પરદેશ મોકલવામાં આવે છે. વેપારીઓ જથાબંધ ચા ખરીદ કરી તેમાંથી રતલી, પાંચ રતલી, અર્ધા રતલી અને પા રતલી દાબડાઓ અને પડીકાં-ઓ બનાવી બજારમાં વેચે છે.

ચામાં કેફિન નામનો એક પદાર્થ છે. તેથી ચા ઉત્તે-જક પીણું ગણાય છે. કેફિન ઉપરાંત ચામાં ટેનિન નામનો પદાર્થ પણ હોય છે. તે પાચનક્રિયા બગાડી નાખે છે. કાળી ચા કરતાં લીલી ચામાં ટેનિન વધારે પ્રમાણમાં હોય છે. ચા પીવી શરીરને ફાયદાકારક નથી. ચા પીવી જરૂરની નથી. બાળકોએ તો હમેશાં ચાને બદલે દૂધજ પીવું જોઇએ.

('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૫૪—ફળનો રાજા કેરી કોને ન ગમે?

(લેખકઃ—શ્રી. મોહનલાલ જ. પાઠક)

કેરીમાં જેટલી મીઠાશ છે એટલી મીઠાશ ભાગ્યેજ બીજા કોઈ ફળમાં હશે. કેરી એ ફળોનો રાજા છે. કોઈકજ કમનસીબ માણસ હશે કે જેને કેરી જેવું મીઠું અને રુચિકર ફળ ભાવતું નહિ હોય!

આપણા દેશમાં કેરીનાં ઝાડ ઠેકઠેકાણે જોવામાં આવે છે. આંબાનાં ઝાડો મુંબઇ અને મદ્રાસ ઇલાકામાં ઘણાં છે. આ ઝાડમાંનાં ઘણાંખરાં સો વરસનાં જૂનાં છે. પૂર્વ ખાનદેશમાં એક જાતના આંબાનાં ત્રણસો વરસનાં જૂનાં ઝાડો છે. દરભંગા નજીક શહેનશાહ અકબરે રોપાવેલા આંબાનાં એક લાખ ઝાડોમાનાં થોડાંઘણાં હજી પણ હયાત છે.

હિંદમાં જૂના જમાનાથી આંબાનાં ઝાડો ઊગે છે. અસલનાં ચિત્રોમાં પણ આંબાનાં ઝાડો અને પાંદડાં જોવામાં આવે છે. ઈ. સ. પૂર્વે દોઢસો વરસ પહેલાંના કોતરકામમાં પણ આંબો જોવામાં આવે છે. જાણીતા કવિ કાલિદાસે પણ આંબાનાં ફૂલ એટલે મહોરની મીઠી સુગંધી અને કેરીની મનમોહક સુંદરતા માટે કવિતાઓ લખી છે.

પાકી કેરી ખાવાથી શક્તિ વધે છે, ભૂખ લાગે છે અને શરીરમાં સ્ફૂર્તિ આવે છે. આફૂસ જાતની કેરીમાં 'ક' જીવનસત્ત્વ (વિટામિન 'અ') ઘણા મોટા પ્રમાણમાં છે. સાધારણ રીતે બધીજ જાતની કેરીઓમાં અ, બ અને બ[૨] (એ, બી અને બી[૨]) જીવનસત્ત્વો હોય છે.

કાચી કેરીનો ઉપયોગ અથાણાં અને ચટણી બનાવવા

માટે થાય છે. પાકી કેરી કાપીને અને ચૂસીને ખવાય છે. કેરીની અંદરની ગોટલીનો દવામાં ઉપયોગ થાય છે. છાલમાંથી કડવો ગુંદર નીકળે છે તે પણ દવામાં વપરાય છે.

કેરીઓની જુદી જુદી પાંચસો જાતો છે. આ બધી જાતોમાં આફૂસ જાતની કેરી વધારે વખણાય છે. આ જાતની કેરીનો પાક સુરત જિલ્લામાં અને ગોવા તરફ ઘણો થાય છે. સુરત જિલ્લામાં અમલસાડની કેરીઓ ઘણીજ વખણાય છે.

આંબાનાં ઝાડો સુંદર દેખાવ માટે અને છાંયડા માટે પણ રોપવામાં આવે છે. ગોટલી રોપીને ઉગાડેલા આંબાને રાયવળ આંબા કહે છે. તેનાં ઝાડ ઘણાં મોટાં થાય છે અને ઘણાં વરસ જીવે છે. આફૂસ–પાયરી વગેરે જાતની કેરીઓ માટે આંબાની કલમ બનાવીને રોપવામાં આવે છે.

આપણે ત્યાં ગામડાંમાં ઘણાખરાના આંગણામાં આંબાનાં ઝાડો હોય છે, પણ તેની પૂરતી દરકાર લેવામાં આવતી નથી. જો આંબાની ફરતી જમીન થોડી થોડી ખોદી નાખવામાં આવે અને ખાતર આપવામાં આવે, તો આ ઝાડ સારામાં સારો પાક આપે છે. નાનાં ઝાડોને વરસાદ પડવાની શરૂઆત થાય કે ખાતર આપી દેવું જોઇએ.

આંબો રોપ્યા બાદ પાંચમે વરસે ફળવા માંડે છે. ગુજરાતમાં રણોલીમાં પુષ્કળ આફૂસ, પાયરી અને મદ્રાસી બાટલી આફૂસ કેરીનાં ઝાડ ઉછેરવામાં આવ્યાં છે. તે ઉપર દર વર્ષે પુષ્કળ કેરીઓ ઊતરે છે; પણ તેમાં અમલસાડની કેરીઓ જેટલી લહેજત હોતી નથી. ('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૫૫–સાદો ન્યાયાધીશ

હિંદુધર્મરક્ષક છત્રપતિ શિવાજી મહારાજના પછીના રાજાઓ નબળા થયા, તેથી તેમના પ્રધાન (બ્રાહ્મણ) પેશ્વા રાજા થયા. પેશ્વાઓમાં બેત્રણ સારા ગણાય છે. તેમાં છેલ્લો માધવરાવ પેશ્વા થયો–તેના ગુરુ રામશાસ્ત્રી નામના બ્રાહ્મણ હતા.

માધવરાવ ગુરુ પ્રત્યે ખૂબ પ્રેમ રાખતો હતો. તેણે રામશાસ્ત્રીને રાજ્યના મુખ્ય ન્યાયાધીશ બનાવ્યા.

રામશાસ્ત્રી ધર્મરાજા જેવા હતા. તે કોઇ દિવસ જૂઠું બોલ્યા નથી. તે એટલા બધા સાદા કે, પોતે મોટા ન્યાયાધીશ છતાં એક સાધારણ માણસની માફક રહેતા. કોઇ પણ પ્રકારનો ઠાઠમાઠ નહિ.

રામશાસ્ત્રી કચેરીમાં જાય ત્યારે ચાલીને જાય. રાજગાદીને સલામ કરી ગાદી પર બેસે.

દરરોજ સાંજે રાજા માધવરાવ પેશ્વા રામશાસ્ત્રીને ઘેર આવે. તેમને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરીને ગુરુજીના આશીર્વાદ લઇને પછી ઘેર જાય.

બેસતા વર્ષનો મોટો તહેવાર હતો. રામશાસ્ત્રીનાં સ્ત્રી રાજમહેલમાં રાણીઓને મળવા ગયાં. તેમનાં લૂગડાં સાદાં હતાં. શરીર પર સોનારૂપાનો એક દાગીનો હતો નહિ.

માધવરાવ પેશ્વાની રાણીઓએ વિચાર કર્યો કે, રામશાસ્ત્રી રાજાજીના ગુરુ છે, તેઓ રાજ્યના મોટા ન્યાયાધીશ છે, છતાં તેમનાં પત્ની આવાં ગરીબ જેવાં કેમ છે?

રાણીઓએ સોનારૂપાના દાગીનાથી રામશાસ્ત્રીની સ્ત્રીનું શરીર ભરી કાઢ્યું. કીમતી લૂગડાં પહેરાવ્યાં અને સોનાની પાલખીમાં બેસાડી તેમને વિદાય કર્યાં.

રામશાસ્ત્રી ઘરના ઓરડામાં બેસી મનુસ્મૃતિ વાંચતા હતા. ઘરનાં બારણાં બંધ હતાં.

પાલખી ઘર આગળ આવી પહોંચી. પાલખીવાળાઓએ બારણું ઠોક્યું ને કહ્યું: "ઉઘાડો."

રામશાસ્ત્રી ઊભા થયા અને જાળીમાંથી જોયું કે કોણ છે? સોનાની પાલખીમાં પોતાની સ્ત્રીને બેઠેલી જોઇ. શાસ્ત્રીએ કમાડ ઉઘાડ્યું નહિ.

પાલખીવાળાએ ફરીથી બારણાં ખખડાવ્યાં ને કહ્યું: "ઉઘાડો." શાસ્ત્રી કહે કોણ છે?

પાલખીવાળો કહે: "એ તો આપનાં સ્ત્રી છે."

શાસ્ત્રી બોલ્યા: "આટલાં બધાં ઘરેણાં પહેરીને સોનાની પાલખીમાં બેસીને મારી સ્ત્રી આવેજ નહિ. એ તો કોઇ બીજી બાઇ હશે. તમે ઘર ભૂલ્યા હશો."

શાસ્ત્રીના બોલ તેમનાં સ્ત્રી તરત સમજી ગયાં. તેમણે પાલખીવાળાને કહ્યું કે, "પાલખી પાછી લો."

રાજમહેલમાં જઇ તેમણે સોનારૂપાના અલંકારો ઉતારી નાખ્યા. કીમતી વસ્ત્રો કાઢી નાખી પોતાનાં સાદાં વસ્ત્રો પહેરી પગે ચાલતાં ઘેર આવ્યાં ને બારણાં ઠોકી કહ્યું:

"સ્વામીનાથ! કમાડ ઉઘાડો."

શાસ્રીજીએ જાળીએથી જોયું ને બારણાં ઉઘાડી બોલ્યાઃ "હા, હવે તું મારી સ્રી ખરી !"

સોનારૂપાનાં ઘરેણાંથી દેહને શણગારવો એ તો અજ્ઞાની લોકોનું કામ છે. આપણે તો બ્રાહ્મણ છીએ. સાદાઇ, સદાચાર અને સુનીતિ એ આપણાં ઘરેણાં છે.

શાસ્રીજીનાં સ્રી શરમાયાં. તેમની આંખમાંથી આંસુ સરી પડ્યાં. તેમને ભૂલ સમજાઈ.

અત્યારે તો રામશાસ્રીયે નથી ને માધવરાવ પેશ્વાયે નથી; પરંતુ રામશાસ્રી જેવા ન્યાયાધીશ અને માધવરાવ જેવા રાજા હોય તો કેવું સારું !

('આત્મોદ્ધાર'ના એક અંકમાંથી)

# ૫૬—નાનીશી પ્રાર્થના

(લેખકઃ-શ્રી. 'ચ')

શ્રીમંતો અને ધનવાનો મોટાં ને સુંદર મકાનો કે બંગલામાં રહે તેની અદેખાઈ મને આવતી નથી.

શ્રીમંતોને જરૂર પડે ત્યારે ચા, સોડા લેમન, બરફ કે શરબતો વાપરે તેની અદેખાઇ મને આવતી નથી.

શ્રીમંતો મોટા પલંગોમાં ગાદલાં નાખી તેના ઉપર ઊજળી બરફ જેવી ચાદર પાથરી મુલાયમ રજાઇઓ અને સુંવાળી ગરમ શાલો ઓઢે તેની મને અદેખાઇ આવતી નથી. વારતહેવાર અને જોઇએ તો દરરોજ મીઠાઇઓ, મેવાઓ

અને ફરસાણ ખાતા હોય તેની મને અદેખાઇ આવતી નથી.

પોતાના બૂટને મુલાયમ કરવા સારુ માખણ કે તેલ વાપરતા હોય તેની મને અદેખાઇ આવતી નથી.

દિવસમાં પ્રસંગાનુસાર ચારચાર વાર કે અધિકવાર કપડાં બદલતા હોય તેની મને અદેખાઈ આવતી નથી

પણ

તૂટીફૂટી ઝૂંપડીમાં, ચોમાસાના ટપકતા પાણીમાં, સુસવાતા વાયરાઓમાં અને શેકાતા તાપમાં જેઓ પોતાનાં કુટુંબ સાથે જીવન ગુજારે છે, એવા કરોડો ખેડૂતો, શ્રમજીવીઓ અને ગરીબોના જીવન તરફ જોઉં છું, ત્યારે એ દરિદ્રતા મને સાલે છે.

ખેડૂતને, ગરીબ મજૂરને અને કંગાળ કારીગરને પીવાને ચોખ્ખું પાણી મળતું નથી, તે મને સાલે છે.

કાંકરા, પથ્થર ને ધૂળ ઉપર પાથરણું પાથર્યા વિના, પોતાના હાથનું ઓસીકું બનાવીને સૂનારાં કરોડો નરનારીઓને હું જ્યારે જોઉં છું, ત્યારે એ દુઃખ મને સાલે છે.

જ્યાં પહેરવાને પૂરતાં કપડાં નથી ત્યાં સૂવાના ગોદડાની તો વાતજ શી? જ્યાં ખાવાને ટાઢા રોટલાના સાંસા હોય ત્યાં પક્વાન્નની તો વાતજ શી? અને જ્યાં ખાવાને પણ તેલનાં ટીપાં મળતાં ન હોય ત્યાં ઉત્તમ વાનીઓની તો વાતજ ક્યાં?

હે પ્રભુ! શ્રીમંતો, ધનવાનો અને મૂડીવાદીઓ પાસેથી મારે કાંઇ ખૂંચવી લેવું નથી; પણ આ ગરીબ મજૂરો, કરોડો કિસાનો અને લાખો દરિદ્રનારાયણોને પહેરવાને પૂરતાં કપડાં,

ખાવાને પૌષ્ટિક ખોરાક, રહેવાને સારાં ઘર અને પીવાને ચોખ્ખું પાણી તેમજ એમનાં બાળબચ્ચાંને સારી કેળવણી, આટલું મળે એ સારુ હું કોઈ પણ નાનીશી સેવા કરું તેવી મને પ્રેરણા ને શક્તિ આપ, એ મારી તારા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

('યુવક' માસિકના એક અંકમાંથી)

## ૫૭–શેઠ ભારે ધાર્મિક માણસ છે!

અમારા ગામમાં એક શેઠ રહે છે. શેઠ ભારે ધાર્મિક માણસ છે!

શેઠ પાઠપૂજા કરે છે. ભજનકીર્તન કરાવે છે. ગમે તેવું કામ હોય તોય સવારસાંજ ધર્મસ્થાનકે જવાનું ચૂકતા નથી. શેઠ ભારે ધાર્મિક માણસ છે!

ગામનાં કીડિયારાં શેઠ પુરાવે, કૂતરાંને રોટલા શેઠ નખાવે, ખોડા ઢોરને પાળવા માટે પાંજરાપોળ પણ શેઠ બંધાવે. શેઠ ભારે ધાર્મિક માણસ છે!

શેઠ બહુ આરંભસમારંભ થાય એવો વેપારધંધો ન કરે. શેઠ તો પૈસા ધીરે અને ગરીબ ખેડૂત, વેપારીને ખપ લાગે. શેઠ બહુ ધાર્મિક માણસ છે!

શેઠના ઉપર ઈશ્વરની મહેર છે. શેઠને ઘેર લીલાલહેર છે. ધર્મના પ્રતાપે (?) ગામના ખેડૂતોની અર્ધી જમીન શેઠને ત્યાં મંડાઇ ગઇ છે!

('દિનકર' માસિકના એક અંકમાંથી)

# ૫૮—ચતુર વાણિયો

( લેખકઃ—શ્રી. પુરુષોત્તમ ગુલાબભાઇ નાયક )

એક હતો રાજા. તેને દરેક જાતનાં પશુપંખી ભેગાં કરવાનો બહુ શોખ. એટલો બધો શોખ કે તેણે એક પ્રાણીબાગ નામનો નવો બાગજ તૈયાર કરાવેલો. તેમાં તેણે જાતજાતનાં પશુપંખીઓ એકઠાં કરાવ્યાં. એક દિવસ તે પ્રાણીબાગમાં ફરવા ગયો. ત્યાં બધી જાતનાં પશુપંખીઓ હતાં, પણ માત્ર એક કાગડોજ નહોતો.

રાજાએ એક જણને પૂછ્યું કે, "અહીં કાગડો કેમ દેખાતો નથી ?"

તેણે જવાબ આપ્યો કે, "મહારાજ! બધાં પશુપંખીઓ હાથમાં આવ્યાં, પણ કાગડો હાથમાં નથી આવતો. એ એક આંખવાળો કાગડો બહુજ ચપળ અને હોશિયાર હોય છે."

ત્યારથી રાજાએ ગામમાં એક ઢંઢેરો પિટાવ્યો કે, "જે કોઈ માણસ કાગડાને પકડી લાવશે તેને ભારે ઇનામ મળશે."

ઇનામ લેવા માટે પકડવા બહુ જણે અખતરો કર્યો, પણ કોઇ કાગડાને પકડી શક્યું નહિ.

છેવટે એક વાણિયો તૈયાર થયો. તેણે રાજા પાસે થોડું દહીં મંગાવ્યું અને "કાગવાસ" કરીને છાપરા પર ફેંક્યું.

આમ કરતાં કેટલાયે કાગડા ભેગા થઈ ગયા અને કા—કા—કા— ના અવાજથી શોર મચાવ્યો.

તરતજ પેલો વાણિયો થોડું દહીં મોંમાં રાખી તે છા-

પરા પર ચડી ચત્તો સૂઇ ગયો ને મોં ખુલ્લું રાખ્યું અને મુડદાની માફક શ્વાસ અટકાવી સૂઇ ગયો.

એક કાગડાએ વાણિયાના મોંમાં દહીં જોયું. એક વખત ચાખેલું તેથી બીજી વખત પણ ચાખવાનું મન થતાં તે વાણિયાના મોઢા પર આવી બેઠો ને પોતાની ચાંચ વાણિયાના મોંમાં ઝબોળી.

વાણિયો લાગ જોઇ રહ્યો હતો. તેણે ટપ લઇને મોં બંધ કર્યું ને કાગડાને પકડી લીધો. તેણે રાજાને જઈ તે બતાવ્યો.

રાજા તો ખૂશ થઇ ગયો. વાણિયાએ બધી વાત કહી તેથી રાજાએ વાણિયાને ખૂબ ભારે ઇનામ આપ્યું.

પછી રાજાએ તે કાગડાને પ્રાણીબાગમાં રાખ્યો.

('સંદેશ'ના એક અંકમાંથી)

---

## ૫૯—કોણ ન નાચે ?

(લેખકઃ-શ્રી. રામભાઇ ત્રિવેદી)

પ્રભાતે ઊઠી મયૂરો નાચે, કૂજન કરતી કોયલ નાચે;
મોરલી ઉપર ફણીધર નાચે, કોણ ન નાચે કહો જગમાં !
ઉષા દેખી કમળો નાચે, કમળો દેખી ભ્રમરો નાચે;
સંધ્યા દેખી ચાંદની નાચે, કોણ ન નાચે કહો જગમાં ?
અનિલ દેખી સરવર નાચે, ચંદ્રને દેખી સમુદ્ર નાચે;
સૂર્ય દેખી તિમિર નાચે, કોણ ન નાચે કહો જગમાં !
જળ રેડંતી વાદળી નાચે, અનિલ તાંડવ કરતો નાચે;

આકાશે તારલિયા નાચે, કોણ ન નાચે કહો જગમાં!
વાછરુ દેખી ગાવડી નાચે, પુત્રો દેખી માવડી નાચે;
ધન દેખી શ્રીમંતો નાચે, કોણ ન નાચે કહો જગમાં!
સઘળું સર્જી બ્રહ્મા નાચે, પાલનકર્તા વિષ્ણુ નાચે;
સંહારીને શિવ પણ નાચે, કોણ ન નાચે કહો જગમાં!
જગત આખું નાચ કરે છે, કોણ ન જાણે શુંય થયું છે;
દેખી પરાધીન માતને જેણે, એ નહિ નાચે આ જગમાં!

('બાલમિત્ર'ના એક અંકમાંથી)

# ૬૦—વરસાદનું રમતગીત

(લેખિકાઃ-શ્રી. સૌ. પ્રભાવતી પજવાણી)

છોકરાં રે! સાંભળજો સાદ, આજે આવ્યો છે વરસાદ;
મેઘ આવે ને વીજળી થાય, પળમાં ઝબકી ચમકી જાય.
વાદળમાં થાતો ગગડાટ, વાયુના થાયે સુસવાટ;
ફોરાં પડતાં ફર-ફર-ફર, અવાજ થાયે ધર-ધર-ધર!
પાણીની તો રેલમછેલ, દીસે જાણે આવી રેલ;
બાલુડાં સૌ ચાલો સાથ, નાની હોડી લઇને હાથ.
નાની હોડી, નાના હાથ, નાની છત્રી સાથોસાથ;
પાણીમાં સૌ રમીએ આજ, મોંઘા આવ્યા મેઘલરાજ!
આંગણ જાતી નાની નદી, મજા પડી ભાઇ, મજા પડી!

('બાલજીવન'ના એક અંકમાંથી)

# ૬૧—પરાર્થે

(લેખકઃ-શ્રી. સોમનાથ મૂળશંકર મહેતા)

(ભુજંગી)

અહા ! વૃક્ષ લીલાં ફળે શું ભર્યાં છે,
બહુ ભારથી ઝુકી નીચાં નમ્યાં છે;
અને એ મધુરાં ફળો જોઈ વૃક્ષે,
જનો ઝાડ ઝંઝેડતા નિજ સ્વાર્થે.
રૂપાળી વહે છે નદી નિર્મળી આ,
હરે તાપ સંતાપ એ પ્રાણીઓના;
છતાં એ જનો વીસરી સૌ ગુણોને,
કરે નિર્મળાં નીર મેલાં બધાં તે.
ફળે છે તરુ કોણ કાજે કહો ને !
વહે છે નદી કોણ માટે કહો ને !
ફળે છે, વહે છે, ન કો નિજ માટે,
ફળે છે, વહે છે, સદાયે પરાર્થે.

समाप्त

# नानीशी प्रार्थना!

શ્રીમંતો આલીશાન મકાનોમાં રહે તેની મને અદેખાઇ આવત નથી; તેઓ કીમતી પીણાં પીએ, મોટા પલંગોમાં મુલાયમ બિછાન પર સૂએ કે દરરોજ માલમલીદા ઉડાવે તેની મને અદેખાઈ આવત નથી; તેઓ ચકચકિત બૂટમોજાં કે ભભકાદાર પોશાક પહેરે તેન મને અદેખાઇ આવતી નથી

પણ

તૂટીફૂટી ઝૂંપડીમાં, ચોમાસાના ટપકતા પાણીમાં, સુસવાટ વાયરાઓમાં અને શેકાતા તાપમાં જેઓ પોતાનાં કુટુંબ સાથે જીવ ગુજારે છે, એવા કરોડો ખેડૂતો, શ્રમજીવીઓ અને ગરીબોનાં જીવ. તરફ જોઉં છું, ત્યારે એ દરિદ્રતા મને સાલે છે.

ખેડૂતને, ગરીબ મજૂરને અને કંગાળ કારીગરને પીવાને ચોખ્ખું પાણી મળતું નથી, તે મને સાલે છે.

કાંકરા, પથ્થર ને ધૂળ ઉપર પાથરણું પાથર્યા વિના, પોતાના હાથનું ઓસીકું બનાવીને સૂનારાં કરોડો નરનારીઓને હું જ્યારે જોઉં છું, ત્યારે એ દુઃખ મને સાલે છે.

જ્યાં પહેરવાને પૂરતાં કપડાં નથી, ત્યાં સૂવાનાં ગોદડાંની તો વાતજ શી? જ્યાં ખાવાને ટાઢા રોટલાના સાંસા હોય, ત્યાં પકવાનની તો વાતજ શી? અને જ્યાં ખાવાને પણ તેલનાં ટીપાં મળતાં ન હોય, ત્યાં ઉત્તમ વાનીઓની તો વાતજ ક્યાં?

હે પ્રભુ! શ્રીમંતો, ધનવાનો અને મૂડીવાદીઓ પાસેથી મારે કાંઇ ખૂંચવી લેવું નથી; પણ આ ગરીબ મજૂરો, કરોડો કિસાનો અને લાખો દરિદ્રનારાયણોને પહેરવાને પૂરતાં કપડાં, ખાવાને પૌષ્ટિક ખોરાક, રહેવાને સારાં ઘર અને પીવાને ચોખ્ખું પાણી તેમજ એમનાં બાળબચ્ચાંને સારી કેળવણી, આટલું મળે એ સારુ હું કાંઇ પણ નાનીશી સેવા કરું તેની મને પ્રેરણા ને શક્તિ આપ, એ મારી તારા પ્રત્યે નમ્ર પ્રાર્થના છે.

—આ ગ્રંથમાંથી